# શાળોપયોગી બાળવ્યાકરણ



રચનાર

**મનુચેરશાહ પાલનજી કેકોબાદ**

પ્રિન્સિપાલ, બાઈ પીરોજબાઈ મા પટેલ પારસી ગર્લ્સ

હાઈસ્કૂલ સુરત



પ્રકાશક

મેસર્સ કરસનદાસ નારણદાસ એન્ડ સન્સ

નાણાવટ—સુરત

સંવત ૧૯૮૬ ત્રીજી આવૃત્તિ. સને ૧૯૩૦

કિંમત ૦-૨-૬

# શાળોપયોગી બાળવ્યાકરણ



રચનાર

**મનુચેરશાહ પાલનજી કેકોબાદ**

પ્રિન્સિપલ બાઈ પીરોજબાઈ મા. પટેલ પારસી ગર્લ્સ

હાઈસ્કુલ સુરત

પ્રકાશક

**મેસર્સ કરસનદાસ નારણદાસ એન્ડ સન્સ**

નાણાવટ—સુરત

સંવત ૧૯૮૬ ત્રીજી આવૃત્તિ. સને ૧૯૩૦

કિમ્મત ૦-૨-૬

# પ્રસ્તાવના

વ્યાકરણ જેવો નીરસ વિષય બાળકોને કંટાળા ભરેલો લાગતો તેનું મૂળ કારણ વ્યાકરણ શીખવવાની જુની રીત હતી. કોઇ પણ નવો વિષય બાળકોને શીખવતાં જે શિક્ષક From the known to the unkown (જાણીતી બાબત પરથી અજાણી બાબત પર જવું) એ નિયમ અનુસાર શીખવે તો ગમે તેવા શુષ્ક વિષયને પણ સરળ બનાવી શકે. પ્રથમથીજ વ્યાખ્યા આપી દેવાની જુની રીત છોડી દઈ, જો શિક્ષક બાળકોને સમજ પડે તેવાં ઉદાહરણો આપે તથા તેમની પાસેથી તેવાં ઉદાહરણો કઢાવે અને પછી તે ઉદાહરણો ઉપરથી તેમની પાસેજ વ્યાખ્યા બનાવરાવે તો વ્યાકરણ જેવો નીરસ વિષય પણ રસિક અને રુચિકર થાય તેમાં કાંઇ આશ્ચર્ય જેવું નથી. મારા સ્વ. વિદ્વાન મિત્ર રા. બ. કમળાશંકર પ્રાણશંકર ત્રિવેદીએ પ્રયોજેલી નવી પદ્ધતિ આગલી અશાસ્ત્રીય રીત કરતાં કેટલી પસંદ કરવા જોગ છે તે એમનાં લઘુ અને મધ્ય વ્યાકરણો વાંચ્યાથી જણાઈ આવે છે. આ નાનું વ્યાકરણ પણ એજ પદ્ધતિ પર રચાયલું છે. એમાં ભાષા બહુ સરળ ને સાદી રાખી છે અને નાનાં બાળકોને આ વિષય આકર્ષક લાગે એવી સંભાળ રાખી છે.

વિદ્યાર્થીઓના ગજા ઉપરાંતના વ્યાકરણ સંબંધી ઉંડા ભેદ અને ઝીણવટ આ લઘુ પુસ્તકમાંથી ખાસ કરી બાતલ કરવામાં આવ્યાં છે. આશા છે કે આ લઘુ પુસ્તકથી બાળવિદ્યાર્થીઓને વ્યાકરણનાં મૂળતત્ત્વોનું ખપપૂરતું જ્ઞાન મળી શકશે.

કેટલાક સંજોગોને લીધે પ્રથમ આવૃત્તિ બહુજ ઉતાવળે પ્રગટ કરવામાં આવી હતી, તેથી તેમાં ભૂલ ભરેલી જોડણી તેમજ બીજી ખામીઓ રહી ગઈ હતી. તે ખામીઓ સુધારવા ઉપરાંત આ આવૃત્તિમાં જે કાંઈ સુધારો વધારો થયો છે તે મારા વિદ્વાન મિત્ર રા. જયસુખલાલ ઓચ્છવલાલ કાનુગાની કલમથી થયો છે. એ જુવાન મિત્રે મારા પર જે ઉપકાર કર્યો છે તે હું કદી ભૂલીશ નહિ.

આ આવૃત્તિમાં સુરત મ્યુનિસિપલ શાળાના મે. એડમિનિસ્ટ્રેટિવ ઓફિસર સાહેબ રા. મનુભાઈ ગોપાળજી મહેતાની સૂચના અનુસાર કેટલાક ઉપયોગી પ્રશ્નો પ્રકરણને છેડે ઉમેરવામાં આવ્યા છે.

સુરત. }
તા. ૧૦-૮-૨૮. }

મનચેરશા પાલનજી કેકોબાદ.

# અનુક્રમણિકા.

# શાળોપયોગી બાળવ્યાકરણ

**ભાષા**—આપણા વિચારો આપણે એક બીજાને મોઢે બોલીને જણાવીએ છીએ. એ બોલી તે ભાષા કહેવાય છે. ભાષા વિચાર દર્શાવનારૂં એક સાધન છે.

આપણી ભાષા ગુજરાતી છે. ગુજરાતી ભાષા આપણે બચપણથી બોલીએ છીએ; પણ આપણામાંના બધા શુદ્ધ ગુજરાતી બોલી શકતા નથી. કોઈ શુદ્ધ બોલે છે તો કોઈ અશુદ્ધ બોલે છે. જેઓ કેળવણી લે છે તેમણે શુદ્ધ બોલવું તથા લખવું જોઇએ.

**વ્યાકરણ**—શુદ્ધ ભાષા બોલવા તથા લખવા માટે નિયમો કરેલા હોય છે. એવા નિયમના સંગ્રહને **વ્યાકરણ** કહે છે. દરેક ભાષાનું વ્યાકરણ હોય છે. આ ગુજરાતી ભાષાનું વ્યાકરણ છે.

**વાક્ય**—**છોકરાઓ રમે છે. છોકરીઓ ગીત ગાય છે. તેઓ નિશાળે વહેલા આવશે.** આમ કોઈ બોલે તો બોલનારની મતલબ સામો માણસ સમજી શકશે. આ પ્રમાણે બે કે વધારે શબ્દોથી આપણો વિચાર પૂરેપૂરો જણાવી શકાય તો તેવા શબ્દોના સમૂહને વાક્ય કહે છે.

**છોકરી ગીત ગાય છે.** આ એક વાક્ય છે. એમાં છોકરી, ગીત, ગાય છે, એ ત્રણ શબ્દો છે. વ્યાકરણની ભાષામાં વાક્યમાં વપરાએલા શબ્દને **પદ** કહે છે. છોકરી–એ શબ્દમાં ત્રણ અક્ષરો છે. છો, ક ને રી.

**ત્યારે અક્ષર વડે શબ્દ બને છે, શબ્દ વડે વાક્ય બને છે અને વાક્યો વડે ભાષા બને છે.**

**અક્ષર**—આપણા મોઢામાંથી ટુંકામાં ટુંકો ઉચ્ચાર થાય તેને અક્ષર કહે છે. જેમકે, **અ, આ, ક, ચ, સ.**

ગુજરાતી ભાષામાં નીચે પ્રમાણે ૪૫ અક્ષરો છે;—

અ, આ, ઇ, ઈ, ઉ, ઊ, ઋ, એ, ઐ, ઓ, ઔ.

ક, ખ, ગ, ઘ, ઙ; ચ, છ, જ, ઝ, ઞ; ટ, ઠ, ડ, ઢ, ણ; ત, થ, દ, ધ, ન; પ, ફ, બ, ભ, મ; ય, ર, લ, વ, ળ; શ, ષ, સ, હ.

---

# પ્રકરણ ૧લું

## અક્ષરવિચાર

અક્ષરના બે પ્રકાર છે—**સ્વર** અને **વ્યંજન.**

**સ્વર**—જે ઉચ્ચાર આપણે મોઢું ખુલ્લું રાખીને કરીએ છીએ તે **સ્વર** કહેવાય છે. જેમકે, આ, ઉ, ઓ.

ગુજરાતીમાં ૧૧ સ્વર છે. અ, આ, ઇ, ઈ, ઉ, ઊ, ઋ, એ, ઐ, ઓ, ઔ.

જ્યારે કેળવણીનો પ્રચાર ઓછો હતો ત્યારે ઋષિ, ઋતુ એ સંસ્કૃત શબ્દો રૂષિ, રૂતુ એમ લખાતા, પણ હવે તો ઋષિ, ઋતુ, એમ લખાય છે, એટલે હવે ઋ સ્વર પણ ગુજરાતી ભાષામાં દાખલ થઈ ગયો છે.

**હ્રસ્વ સ્વર**—અ, ઇ, ઉ, એ સ્વરો બોલવામાં ટુંકા છે; માટે હ્રસ્વ સ્વર કહેવાય છે.

**દીર્ઘ સ્વર**—આ, ઈ, ઊ, એ સ્વરો બોલવામાં લાંબા છે; માટે દીર્ઘ સ્વર કહેવાય છે.

સંધિસ્વર—એ, ઐ, ઓ, ઔ–એ સંધિસ્વર એટલે બે સ્વરોના ભેગા થવાથી બનેલા સ્વર કહેવાય છે. એ દરેક સ્વર બે સ્વરનો બનેલો છે. અ+ઈ=એ, અ+એ=ઐ, અ+ઉ=ઓ, અ+ઓ=ઔ.

**વાણીસ્થાન**—છાતીમાંથી નીકળતો વાયુ અથવા શ્વાસ જે ઠેકાણે અથડાઈ જુદા જુદા ઉચ્ચાર થાય છે તે ઠેકાણાંને વાણીસ્થાન કહે છે. ગળું કે કંઠ, તાળવું કે તાળુ, તાળુ અને ઉપલા દાંતની વચ્ચેનો ભાગ એટલે મૂર્ધા, દાંત કે દન્ત, ઓઠ કે ઓષ્ઠ અને નાક, એ ઉચ્ચારનાં ઠેકાણાં કે વાણીસ્થાન છે.

**વ્યંજન**—ગળું ચપટાવીને અને તાળુ, મૂર્ધા કે દાંતને **જીભ** લગાડીને અથવા ઓઠ એકએક સાથે દબાવીને જે ટુંકો ઉચ્ચાર કરીએ છીએ તે વ્યંજન કહેવાય છે.

વ્યંજનનો ઉચ્ચાર સ્વરની સહાયતા વિના બરાબર થતો નથી. અંક્, અંગ્ એ બે શબ્દોનો ઉચ્ચાર કરતાં જો ક અને **ગ**ને છેડે **અ**નો ઉચ્ચાર ન કરીએ તો કયો શબ્દ બોલાયો તે સમજાય નહિ.

ગુજરાતી ભાષામાં ૩૪ વ્યંજન છેઃ—ક, ખ, ગ, ઘ, ઙ, ચ, છ, જ, ઝ, ઞ; ટ, ઠ, ડ, ઢ, ણ; ત, થ, દ, ધ, ન; પ, ફ, બ, ભ, મ; ય, ર, લ, વ, શ. ષ, સ, હ, ળ.

એ દરેક વ્યંજનમાં **અ**નો ઉચ્ચાર ભળેલો છે. આ **અ**ને અનુષંગી **અ** કહે છે.

સંસ્કૃત અને તે ઉપરથી નીકળેલી પ્રાકૃત ભાષાઓમાં વ્યંજન પછી અ મૂકવાની જરૂર નથી. જેમકે, **પ** સાથે ડ લખાય તો તેનો ઉચ્ચાર **પડ** થાય; પણ લૅટિન, ગ્રીક, અવસ્તા અને અંગ્રેજી જેવી આર્યભાષામાં બે વ્યંજનની વચ્ચે સ્વર મૂકવોજ પડે છે. અંગ્રેજીમાં **પી** (p) અને **ડી** (d) વચ્ચે **એ** (a) મૂકો તોજ પૅડ (Pad) ઉચ્ચાર થાય.

વાણીસ્થાન પ્રમાણે વ્યંજનોનું કોષ્ટક

કંઠસ્થાનના વ્યંજન—ક, ખ, ગ, ઘ, ઙ
તાલુ-સ્થાનના ,, —ચ, છ, જ, ઝ, ઞ
મૂર્ધા-સ્થાનના ,, —ટ, ઠ, ડ, ઢ, ણ
દંત-સ્થાનના ,, —ત, થ, દ, ધ, ન
ઓષ્ઠ-સ્થાનના ,, —પ, ફ, બ, ભ, મ.

**સ્પર્શવ્યંજન**—ક થી મ સુધીના ૨૫ વ્યંજનોને **સ્પર્શવ્યંજન** કહે છે; કેમકે એમનો ઉચ્ચાર કરતાં જીભને વાણી સ્થાનોનો બરોબર સ્પર્શ કરવો પડે છે, એટલે અડકવું પડે છે.

**અસ્પર્શવ્યંજન**—ય, ર, લ, વ, ળ નો ઉચ્ચાર કરતાં જીભનો વાણીસ્થાન સાથે બરાબર સ્પર્શ થતો નથી, માટે એ **અસ્પર્શવ્યંજન** કહેવાય છે.

**ઉષ્મવ્યંજન**—શ, ષ, સ, હ,—એ ચાર **ઉષ્મવ્યંજન** કહેવાય છે; કેમકે એમનો ઉચ્ચાર કરતાં કાંઇક વધારે શ્વાસની જરૂર પડે છે. ઉષ્મવ્યંજન પણ અસ્પર્શવ્યંજનમાં ગણાય છે.

૩૪ વ્યંજનો પૈકી ૨૫ સ્પર્શવ્યંજન છે અને ૯ અસ્પર્શ વ્યંજન છે.

**અનુનાસિક**—ઉપલા પાંચ વર્ગમાંના દરેકનો છેલ્લો વ્યંજન બોલતાં નાકમાંથી શ્વાસ કાઢવો પડે છે, માટે તેને અનુનાસિક કહે છે. ઙ, ઞ, ણ, ન, મ, એ પાંચ અનુનાસિક વ્યંજન છે. એમાંના ઙ, ઞ, ણ, શબ્દની શરૂઆતમાં આવતા નથી; ન અને મ આવે છે.

**અનુસ્વાર**—અનુનાસિક અક્ષર ન લખતાં તેને બદલે અક્ષરને માથે જે મીંડુ લખીએ છીએ તેને અનુસ્વાર કહે છે. જેમકે, સંપ=સમ્પ, અંત=અન્ત, બંને=બન્ને, સંચો=સઞ્ચો.

**વિસર્ગ**—સ્વરની પછી થડકાટ વાળો હ નો ઉચ્ચાર દેખાડવા જે બે મીંડાં મુકાય છે તેને વિસર્ગ કહે છે. અંતઃકરણ, પુનઃકથન, વસ્તુતઃ આ શબ્દોમાં વિસર્ગનો ઉપયોગ છે.

**સ્વરચિહ્નો**—સ્વરો જ્યારે શબ્દની શરૂઆતમાં આવે છે ત્યારે આખા લખાય છે અથવા એક સ્વર પછી તરત બીજો સ્વર આવે તો તે આખો લખાય છે, પણ જો કોઈ વ્યંજનની પછી આવે તો તે આખો ન લખાતાં નાના ચિહ્ન તરીકે લખાય છે. જેમકે, **આકાશ** એમાં આ પહેલો આવ્યો માટે આખો લખાયો, પણ ક ની પછી **આ** આવ્યો તેથી તેને બદલે ફક્ત ા આવું ચિહ્ન લખ્યું. **ભલાઇ** શબ્દમાં **આ** ની પછી ઇ આવી માટે ઇ સ્વર આખો લખાયો છે.

સ્વરચિહ્નો નીચે પ્રમાણે છે:—

ા કાનો; િ, ી અજણુ; ુ, ૂ વરડુ; ે, ૈ માત્રા; ો કાનોમાત્રા; ૌ કાનો બે માત્રા, એક વ્યંજન લઈ તેને આ સ્વરચિહ્નો લગાડીએ તો તેને **બારાખડી** (બાર અક્ષરી) કહે છે. ક, કા, કિ, કી, કુ, કૂ, કે,

કે, કો, કૈ એની જોડે કં અને કઃ લઈએ તો બાર અક્ષરોવાળી બારાખડી થાય.

એટલું યાદ રાખવું કે ક ને કાંઈ નહિ ક એમ જ્યારે આપણે બોલીએ છીએ ત્યારે ક માં **અ** ભળેલો હોય છે એમ સમજવાનું છે.

**હલચિહ્ન**—વ્યંજનમાંથી અનુષંગી **અ** કાઢી નાખ્યો છે એવું દેખાડવા વ્યંજન નીચે (્) આવું ચિહ્ન લખે છે, તેને હલચિહ્ન કહે છે. જેમકે, ચિહ્ન, ઉદ્ગાર, ઉદ્ભવ.

## પ્રશ્નો

(૧) સ્વર બોલી જાઓ. ઋષિ, ઋતુ, પુરુષ, આ શબ્દો લખો.

(૨) નાકમાંથી બોલતા વ્યંજનો બોલો. સંપ, અન્ન, સંચો, અંગ, આ શબ્દો વાંચો ને લખો.

(૩) પ્રાતઃકાળ, અંતઃકરણ આ બે શબ્દો વાંચો ને લખો. વિસર્ગ આવતો હોય એવા બીજા શબ્દો કહો.

(૪) ત, થ, દ, ધ, ન, બોલો. હવે ટ, ઠ, ડ, ઢ, ણ બોલો. પહેલા અક્ષરો બોલતાં જીભ ક્યાં લઈ જવી પડે છે? બીજા અક્ષરો બોલતાં જીભ ક્યાં લઈ જવી પડે છે?

(૫) અદ્ભુત, સદ્વર્તન, આ બે શબ્દો વાંચો. એમાં દ નીચે લીટી કેમ દોરી હશે?

---

# પ્રકરણ ૨ જું

## શબ્દવિચાર

**શબ્દ**—બે કે વધારે અક્ષરો એકઠા કરી જે ઉચ્ચાર કરીએ અને તેમાં કાંઇ અર્થ સમજાતો હોય તો તે ઉચ્ચારને શબ્દ કહે છે. જેમકે, જા, બેસ, છોકરો, ઉપર. અર્થ ન સમજાય તેવી રીતે ભેગા કરેલા અક્ષરોને શબ્દ ન કહેવાય. કમપ, લગાપી એ શબ્દો નથી કેમકે એમાંથી કાંઇ અર્થ નીકળતો નથી.

**વાક્ય**—બે કે વધારે શબ્દો એકઠા કરીએ અને તેમાંથી પૂરેપૂરો અર્થ સમજાય તો તેને **વાક્ય** કહે છે.

**છોકરો રમે છે. સૂર્ય ઉગે છે. જા=તું જા.** આ વાક્યોમાં બબ્બે શબ્દો છે. **છોકરો પાઠ વાંચે છે. આજ ચંદ્ર મોડો ઉગશે.** આમાંના પહેલા વાક્યમાં ત્રણ શબ્દો છે અને બીજામાં ચાર છે. એથીએ વધારે શબ્દો એક વાક્યમાં આવે.

**છોકરો રમે છે.** **આજ ચંદ્ર મોડો ઉગશે.**

| | |
|---|---|
| પહેલા વાક્યમાં કોને માટે વાત કરી છે? | છોકરા માટે. |
| શી વાત કરી છે? | રમે છે. |
| બીજા વાક્યમાં શેને માટે વાત કરી છે? | ચંદ્રને માટે. |
| શી વાત કરી છે? | આજે મોડો ઉગશે. |

આ પ્રમાણે દરેક વાક્યના બે વિભાગ પડે છેઃ—

(૧) જેને માટે વાત કરી હોય, તે એક ભાગ.

(૨) તેને માટે જે વાત કરી હોય, તે બીજો ભાગ.

સૂચના—દરેક વાક્યમાં ઓછામાં ઓછા બે શબ્દો હોવા જોઇએ. એક શબ્દવડે વાકય બનતું નથી. વાંચો, લે, એ એક શબ્દનાં વાક્ય જણાય છે, પણ ખરૂં જોતાં એ દરેકમાં બબ્બે શબ્દ છે. વાંચો=તમે વાંચો. લે=તું લે.

છોકરો **રમે** છે. ઘોડો **દોડે** છે.

છોકરો શું કામ કરે છે? રમે છે. ઘોડો શું કામ કરે છે? દોડે છે.

ઉપરનાં બે વાકયોમાં **રમે** છે ને **દોડે** છે શબ્દો કામ બતાવનારા શબ્દો છે. કામ ને ક્રિયા પણ કહે છે; માટે એ ક્રિયા બતાવનાર શબ્દો એટલે **ક્રિયાપદ** કહેવાય છે.

**(૧) વાકયમાં જે શબ્દ પૂરેપૂરી ક્રિયા બતાવે તેને ક્રિયાપદ કહે છે.**

કામ કે ક્રિયા એની મેળે થતાં નથી. ક્રિયા કરનાર કોઈ હોય છે. ક્રિયાનો કરનાર **કર્ત્તા** કહેવાય છે. ઉપલાં વાકયમાં રમવાનું કામ કરનાર

છોકરો છે; માટે છોકરો **કર્ત્તા** કહેવાય છે. બીજા વાક્યમાં દોડવાની ક્રિયા ઘોડો કરે છે; માટે **ઘોડો** કર્ત્તા કહેવાય છે. સૂર્ય ઉગે છે. એ વાક્યમાં સૂર્ય કર્ત્તા છે. ઉગે છે ક્રિયાપદ છે. ત્યારે ક્રિયાનો કર્ત્તા પ્રાણી હોય કે પદાર્થ પણ હોય.

છોકરે **કુતરો** પાળ્યો.  ગાય **ઘાસ** ખાય છે.

એ વાક્યોમાં **પાળ્યો** ને **ખાય** છે ક્રિયાપદ છે. **છોકરે** ને **ગાય** ક્રિયા કરનાર **કર્ત્તા** છે. પાળવાની ક્રિયા **કુતરા** પર થાય છે. ખાવાની ક્રિયા **ઘાસ** પર થાય છે. જેના પર ક્રિયા થતી હોય તે **કર્મ** કહેવાય છે. કુતરો અને ઘાસ કર્મ કહેવાય છે. ત્યારે ક્રિયાપદનું કર્મ તે પ્રાણી પણ હોય ને પદાર્થ પણ હોય.

(૨) **જે શબ્દ પ્રાણી કે પદાર્થ ઓળખાવે તેને નામ કહે છે.**

ઘોડો, સૂર્ય, કુતરો, ઘાસ એ પદો નામ કહેવાય છે, કેમકે તે પ્રાણી કે પદાર્થને ઓળખાવે છે.

(૧) ગંગા બોલી કે ગંગા આજે નિશાળે જઈ શકશે નહિ.
(૨) શિક્ષકે છગનને કહ્યું કે છગને આ પાઠ કરવો.
(૩) કાળીદાસ કાળીદાસના ઘરમાંથી નીકળ્યો. તેવામાં કાળીદાસના ઘર પાસે ખાડો હતો તેમાં કાળીદાસ પડ્યો.

આ વાક્યો કાનને કઠોર લાગે છે. એમાં એક નામ વારે વારે બોલાય છે, તેથી એમ લાગે છે. નીચે પ્રમાણે બોલીએ તો કઠોર નહિ લાગે.

(૧) ગંગા બોલી કે **હું** આજે નિશાળે જઈ શકીશ નહિ.
(૨) શિક્ષકે છગનને કહ્યું કે **તારે** આ પાઠ કરવો.
(૩) કાળીદાસ **તેના** ઘરમાંથી નીકળ્યો, તેવામાં **તેના** ઘર પાસે ખાડો હતો તેમાં **તે** પડયો.

આ વાક્યોમાં ફરી ફરીને નામ ન વાપરતાં નામને ઠેકાણે **હું, તારે**, તે વગેરે શબ્દો વાપર્યા છે. એ શબ્દોને **સર્વનામ** કહે છે.

**(૩) જે શબ્દ નામને ઠેકાણે વપરાય છે તેને સર્વનામ કહે છે.**

**ચંચળ** છોકરા વહેલા શીખે છે. વર્ગમાં **દસ** છોકરી હતી.
કેવા છોકરા ? ચંચળ. કેટલી છોકરીઓ ? દસ.

આ વાક્યો ઉપરથી દેખાશે કે કેટલાક શબ્દો નામનો ગુણ કે સંખ્યા બતાવીને તેના અર્થમાં વધારો કરે છે.

**ચંચળ** શબ્દ 'છોકરા' નામનો ગુણ બતાવી વધારો કરે છે. **દસ** શબ્દ 'છોકરીઓ' નામનો સંખ્યા બતાવી વધારો કરે છે માટે એ શબ્દો **વિશેષણ** કહેવાય છે.

**(૪) વિશેષણ–જે શબ્દ વડે નામનો અર્થ વધારે કે વિશેષ સમજાય તે શબ્દને વિશેષણ કહે છે.**

વળી, વિશેષણ જે નામના અર્થમાં વધારો કરે છે તે નામ પેલા વિશેષણનું **વિશેષ્ય** કહેવાય છે.

ઉપલાં વાક્યમાં ચંચળ **વિશેષણ** છે. છોકરા **વિશેષ્ય** છે. દસ **વિશેષણ** છે ને છોકરીઓ તેનું **વિશેષ્ય** છે.

છોકરો **ધીમે** વાંચે છે. સિપાઈ **નીચે** બેઠા હતા. ચંદ્ર મોડો ઉગશે ?
છોકરો કેવી રીતે વાંચે છે ? **ધીમે** (વાંચવાની રીત બતાવે છે.)
સિપાઈ ક્યાં બેઠા હતા ? **નીચે** (બેસવાનું ઠેકાણું બતાવે છે.)
ચંદ્ર ક્યારે ઉગશે ? **મોડો** (ઉગવાનો વખત બતાવે છે.)

આ વાક્યો ઉપરથી જણાય છે કે **ધીમે, નીચે, મોડો** જેવા શબ્દો ક્રિયાની રીત, ઠેકાણું કે સ્થળ ને સમય વગેરે બતાવી ક્રિયાપદના અર્થમાં વધારો કરે છે. એવા શબ્દોને **ક્રિયાવિશેષણ** કહે છે.

**(૫) ક્રિયાવિશેષણ—જે શબ્દ ક્રિયાના અર્થમાં વધારો કરે એટલે ક્રિયા ક્યારે થઈ, ક્યાં થઈ અને કેવી રીતે થઈ તે બતાવે તેને ક્રિયાવિશેષણ કહે છે.**

**વિશેષણ** જેમ **નામના** અર્થમાં વધારો કરે છે તેમ **ક્રિયા-વિશેષણ ક્રિયાપદના** અર્થમાં વધારો કરે છે. ક્રિયાવિશેષણ **એટલે** ક્રિયાપદનું વિશેષણ.

વાંદરો **ઝાડ પર** બેઠો છે. માણસ **પાણી વિના** જીવી શકે નહિ. તે મારા **ભાઇ સાથે** આવ્યો. **તેને માટે** હું ખાવાનું લાવ્યો. **તમારા પછી** અમે આવ્યા.

ઉપલાં વાક્યોમાં **પર** શબ્દ **ઝાડ** નામ સાથે જોડાયલો છે. **વિના** શબ્દ **પાણી** નામ સાથે જોડાયલો છે. **સાથે** શબ્દ **ભાઇ** નામ સાથે જોડાયલો છે. **માટે** શબ્દ **તેને** શબ્દ જે સર્વનામ છે તેની સાથે જોડાયલો છે. **પછી** શબ્દ **તમારા** સર્વનામ સાથે જોડાયલો છે.

**પર, વિના, સાથે** જેવા નામ કે સર્વનામ સાથે જોડાનારા કે સંબંધ ધરાવતા શબ્દોને **નામયોગી** કહે છે.

વળી, છોકરો શબ્દનાં રૂપ થાય છે. જેવાં કે, છોકરો, છોકરી, છોકરૂં, છોકરાને, છોકરામાં વગેરે. એવાં રૂપ એ નામયોગીનાં થતાં નથી. જે શબ્દોનાં એવાં રૂપ થતાં નથી તેને **અવ્યય** કહે છે. **પર, વિના** વગેરે નામયોગી શબ્દોનાં રૂપ બદલાતાં નથી, માટે તે **નામયોગી અવ્યય** કહેવાય છે.

**(૬) નામયોગી અવ્યય—જે અવ્યય નામ કે સર્વનામ સાથે જોડાયલાં હોય છે તેને નામયોગી અવ્યય કહે છે.**

હું અંગ્રેજી ભણું છું **ને** મારો ભાઈ ગુજરાતી ભણે છે. તે આજે આવે **કે** ન આવે. તે ખાડામાં પડયો **કેમકે** તે આંધળો હતો.

આ વાકયો તપાસશો તો જણાશે કે **ને, કે, કેમકે** શબ્દ બે વાક્યને જોડે છે. લલ્લુ **અને** છગન એકજ નિશાળે જાય છે. આ વાક્યમાં અને શબ્દ લલ્લુ અને છગન એ બે શબ્દોને જોડે છે. ને, કે, કેમકે, જેવા બે વાકયો કે શબ્દોને જોડનારા અવ્યયને **ઉભયાન્વયી અવ્યય** કહે છે. ઉભય=બે. અન્વયી=જોડનાર.

**(૭) ઉભયાન્વયી અવ્યય—જે અવ્યય બે વાકયો કે બે શબ્દને જોડે છે તેને ઉભયાન્વયી અવ્યય કહે છે.**

**આહા!** કેવું સુંદર ફૂલ છે!

અરે! મિત્રો પણ શત્રુ બન્યા.

**હાય હાય !** હવે તારી શી વલે થશે !

**આહા, અરે, હાયહાય**—એ શબ્દો મનની લાગણી કે ઉભરો બતાવે છે. જેવાં કે, ગુસ્સો, આનંદ, દીલગીરી, અચંબો વગેરે. એવા શબ્દોને **કેવળપ્રયોગી અવ્યય** કહે છે. એવા શબ્દોને કેવળ-પ્રયોગી કહેવાનું કારણ એ છે કે વાક્યમાં કોઈ શબ્દની સાથે તેમને સંબંધ નથી. ઉપર સાત જાતનાં પદ આવી ગયાં. એમાં નામને ક્રિયાપદ સાથે સંબંધ છે. ક્રિયાપદને નામ સાથે સંબંધ છે. વિશેષણને નામ સાથે સંબંધ છે. ક્રિયાવિશેષણને ક્રિયાપદ સાથે સંબંધ છે. નામયોગીને નામ સાથે સંબંધ છે ને ઉભયાન્વયીને બે શબ્દ કે બે વાક્ય સાથે સંબંધ છે; પણ આ કેવળપ્રયોગીને વાક્યમાં કોઈ શબ્દ સાથે સંબંધ નથી.

**(૮) કેવળપ્રયોગી અવ્યય—શોક, ક્રોધ, આશ્ચર્ય વગેરે મનની લાગણી બતાવનાર શબ્દોને કેવળપ્રયોગી અવ્યય કહે છે.**

ત્યારે હવે તમે શીખ્યા કે વાક્યમાં વપરાતાં શબ્દો કે પદો આઠ પ્રકારનાં છે:—

| | |
|---|---|
| (૧) ક્રિયાપદ | (૫) ક્રિયાવિશેષણ |
| (૨) નામ | (૬) નામયોગી અવ્યય |
| (૩) સર્વનામ | (૭) ઉભયાન્વયી અવ્યય |
| (૪) વિશેષણ | (૮) કેવળપ્રયોગી અવ્યય |

એમાંના પહેલી ત્રણ જાતનાં પદો વગર વાક્ય બનતું નથી. વિશેષણ અને ક્રિયાવિશેષણ નામ ને ક્રિયાપદના અર્થનાં વધારો કરે છે અને છેલ્લાં ત્રણ પદો તો અવ્યય છે.

## પ્રશ્નો

(૧) નીચેના અક્ષરોમાં ખાલી જગામાં અક્ષર ઉમેરી શબ્દ બનાવો.
અમદાવા—, ચો—ડી, —ડીઓ.

(૨) ત્રણ અક્ષરનો શબ્દ છે. તેનો અર્થ કાપડ બનાવવામાં વપ-રાતી એક ચીજ થાય છે. ૧ ને ૨ અક્ષરનો અર્થ છોકરો

થાય છે, પણ ૨ ને ૧ અક્ષરનો અર્થ એક લંબાઇ માપ-
વાનું માપ થાય છે. ૧ ને ૩ અક્ષરનો અર્થ અવાજ થાય
છે. ત્યારે એ શબ્દ કયો ?

(૩) નીચેના શબ્દો વાપરી વાક્યો બનાવો.

બચ્ચુ, તે, દોડી, ભૂસ્કો, ઝડપથી, ખાય છે, માર્યો, ખુરસી, અને, ઘેર, ટેબલ, મારે, વાંદરો, ચોપડી, ચંચળ, છે. વાંચે છે, કેરી.

(૪) નીચેના શબ્દોમાં ચાર કહેવત ગુંચવાઈ ગઈ છે તે શોધી કાઢો.

(अ) આપ નહિ સમાન મેઘ નહિ સમાન જળ બળ.

(ब) તે પડે ખોદે.

(क) હાથ રળિઆમણા ઝાઝા.

(ड) તેવા વડ બેટા ટેટા તેવા બાપ તેવા ને.

(૫) નીચે ખાલી જગામાં શબ્દ મૂકો અને તે શબ્દ કયા પ્રકારનો છે તે કહો.

(૧) છોકરાએ—ખાધું.

(૨) વાંદરો ઝાડપર—.

(૩) તે ઝાડ—સુતો છે.

(૪) ઘોડો ઘણી—દોડે છે.

(૫) લલ્લુ—કમળા ભાઇબેન થાય છે.

(૬) મેં કહ્યું કે—બહાદુર છું.

(૭)—મારા પેટમાં બહુ દુખે છે.

(૮)—ઘોડો બહુ તોફાની છે.

(૬) નીચેના શબ્દોમાં ક્રિયાપદ ઉમેરી વાક્ય પૂરૂં કરો.

છાપરા પર વાંદરો ઝડપથી—. રાતો ઘોડો બહુ તોફાની—. અરે! સિપાઈ ચોર— મગન અને હું પરીક્ષામાં પાસ—.

(૭) એ વાક્યોમાં કર્ત્તા અને કર્મ બતાવો. નામ, સર્વનામ, વિશેષણ, ક્રિયાવિશેષણ, ઉભયાન્વયી અવ્યય, નામયોગી ને કેવળપ્રયોગી અવ્યય બતાવો.

# પ્રકરણ ૩ જું

## નામના પ્રકાર વગેરે

આગલા પ્રકરણમાં તમે વાક્યમાં વપરાતાં આઠ પ્રકારમાં પદ વિષે સામાન્ય જ્ઞાન મેળવ્યું. એમાંના **નામ** વિષે જરા વધારે વિચાર પ્રથમ કરીશું.

**નામ—પ્રાણી કે પદાર્થ ઓળખવાને માટે જે શબ્દ વપરાય છે તેને નામ કહે છે.** આ વ્યાખ્યા તમે આગળ શીખી ગયા છો. પ્રાણી એટલે ઘોડો, માણસ, કીડી વગેરે આપણે નજરે દેખી શકીએ એવી વસ્તુઓનાં નામ છે. પદાર્થ એટલે ચોપડી, ટેબલ, ઘી, ચોખા એ પણ આપણે નજરે જોઇને અડકી શકીએ તેવી વસ્તુઓનાં નામ છે. કેટલાંક નજરે ન દેખાય પણ મનથી સમજાય એવાં નામ હોય છે.

**આનંદ, ગુસ્સો, આરામ,** આ શબ્દો આપણા મનમાં કાંઈ થાય છે તેનાં નામ છે. એ **લાગણી**નાં નામ છે.

**ખટાશ, તીખાશ,** એ ગુણ ઓળખવાને પાડેલાં નામ છે.

**ત્યારે નામ એટલે પ્રાણી, પદાર્થ, લાગણી અને ગુણ બતાવનારા શબ્દો એમ કહી શકાય.**

કેટલાંક ક્રિયાનાં નામ હોય છે. જેમકે, વાચન, રમત, ખરચ, વેચાણ.

નામના પ્રકારઃ— નામ ચાર પ્રકારનાં છે.

| | |
|---|---|
| (૧) **વિશેષ નામ** | (૩) **ભાવવાચક નામ** |
| (૨) **સામાન્ય નામ** | (૪) **સમુદાયવાચક નામ** |

**(૧) વિશેષ નામ—એકજ પદાર્થ કે પ્રાણીનું આપણી મરજી પ્રમાણે ઠરાવેલું નામ તેને વિશેષ નામ કહે છે.** દાખલા તરીકે, **તાપી**—એ એક નદીનું **ખાસ નામ** છે. **રૂસ્તમ**—એ એક છોકરાનું ખાસ નામ છે. એવાં બીજાં વિશેષનામ—લંડન, મણીલાલ, અકબર, નૂરજહાં, રામ, ચૈત્ર, વૈશાખ, હોળી, વગેરે.

**(૨) સામાન્ય નામ—એક વર્ગમાંના દરેક જણ કે દરેક વસ્તુને જે નામ સરખી રીતે લાગુ પડે તેને સામાન્ય નામ**

કહે છે. જેમકે, પુરુષ, સ્ત્રી, ગાય, ઘોડો, પોપટ, ખુરસી, પેટી, પીપળો, પર્વત, નદી, ગજ, વાર, ગાઉ વગેરે.

**(૩) ભાવવાચક નામ—ગુણ, લાગણી કે સ્થિતિનાં નામ તે ભાવવાચક નામ કહેવાય છે.** જેમકે, દયા, ભલાઈ, વિદ્વત્તા, ધીરજ, ખટાશ, રતાશ, હેત, દ્વેષ, અદેખાઈ, ઉંઘ, ચેન, આરામ સુખ, દુઃખ વગેરે.

**(૪) સમુદાયવાચક નામ—કેટલાંક નામ આખો વર્ગ એટલે સમૂહ કે સમુદાય બતાવે છે, તેવાં નામને સમુદાયવાચક નામ કહે છે.** જેમકે, કાફલો, લશ્કર, સંઘ, ટોળું, ફોજ, વણઝાર.

**સૂચના**—સોનું, તાંબું, રૂપું, ઘી, તેલ, ખાંડ, ઘઉં, જુવાર એવાં નામને **પદાર્થવાચક** કે **દ્રવ્યવાચક** નામ કહે છે, પણ આપણે તેમને સામાન્ય નામ કહીશું તો પણ ચાલશે.

નામને જાતિ, વચન ને વિભક્તિ લાગે છે.

## જાતિ

જાતિ—જગતમાં આસપાસ નજર કરીશું તો બે જાતના પદાર્થ માલમ પડશે. એક **સજીવ પદાર્થો** ને બીજા **નિર્જીવ પદાર્થો**. સજીવ એટલે જીવવાળામાં બધાં પ્રાણીઓ આવી જાય છે, અને નિર્જીવમાં બધી જીવ વગરની જડ વસ્તુઓ આવી જાય છે. પ્રાણીઓમાં **નર** અને **નારી** એવો ભેદ છે. નિર્જીવમાં નર કે નારી હોઈ શકે નહિ. ત્યારે જાતિ પ્રમાણે નામના ત્રણ વર્ગ પડે છે—

**નરજાતિનાં નામ**—ઘોડો, બળદ, છોકરો, વાઘ, મરદ.

**નારીજાતિનાં નામ**—ઘોડી, ગાય, છોકરી, વાઘણ, ઓરત.

**નાન્યતરજાતિનાં નામ**—ઘર, ગામ, ખેતર, બારણું, પાણી, તેલ.

નાન્યતર એટલે જે બંને (નર કે નારી) જાતિમાંની એકેમાં આવી શકતાં નથી એવાં.

અંગ્રેજી ભાષામાં જાતિ કહેવી સહેલી છે, કારણ કે એ ભાષામાં નરનાં નામ નરજાતિમાં, નારીનાં નામ નારીજાતિમાં અને બધા નિર્જીવ

પદાર્થોનાં નામ નાન્યતર જાતિમાં ગણાય છે. ગુજરાતીમાં તેમ નથી. ગુજરાતી ભાષામાં જાતિ ઓળખવાને નક્કી નિયમ નથી. નિર્જીવ પદાર્થો પણ નરનારીની પેઠે બોલાય છે. જેમકે, ડગલો, લોટો એ નરજાતિનાં નામ છે અને સાડી, લોટી એ નારીજાતિનાં નામ છે.

**સામાન્ય નિયમ—(૧) જે નામ નર પ્રાણીનાં નામ હોય અથવા જે નામ નરની પેઠે બોલાતાં હોય તે નામ નરજાતિનાં નામ કહેવાય** છે. જેમકે, બળદ, છોકરો, હાથ, પિતા, મોર, આરસો, ગોળો.

**(૨) જે નામ નારી પ્રાણીનાં નામ હોય અથવા નારીની માફક બોલાતાં હોય તે નામ નારી જાતિનાં ગણાય છે.** જેમકે ઘોડી, ગાય, છોકરી, આંખ, કલમ, માતા, ઢેલ.

**(૩) જે નામ નર કે નારીની પેઠે બોલાતાં નથી તે નામ નાન્યતર જાતિનાં નામ કહેવાય** છે. જેમકે, પક્ષી, ઘર, પુસ્તક, માથું.

**જાતિદર્શક પ્રત્યય**—જે નામને છેડે **ઓ** આવતો હોય તેવાં એટલે **ઓકારાંત** નામો ઘણેભાગે નર જાતિનાં હોય છે. જેમકે, છોકરો, ઘોડો, કુહાડો.

**ઈકારાંત** નામો ઘણેભાગે નારીજાતિનાં હોય છે. જેમકે, છોકરી, ઘોડી, કુહાડી,

**ઉંકારાંત** નામો ઘણેભાગે નાન્યતર જાતિનાં હોય છે. જેમકે, બકરું, ગાડું.

ઉપર ઘણેભાગે લખ્યું છે. કારણકે કેટલાંક ઓકારાંત નામ નારી જાતિનાં હોય છે તો કેટલાંક ઈકારાંત નામ નર કે નાન્યતર જાતિનાં પણ હોય છે.

છો, ઘો, ખો, જળો—ઓકારાંત નારી જાતિનાં નામ છે,

કોળી, પારસી, જોશી, દરજી—ઈકારાંત નરજાતિનાં નામ છે.

પાણી, મોતી, ઘી, મરી—ઈકારાંત નાન્યતરજાતિનાં નામ છે.

**જાતિ ઓળખવાની રીત**—જે નામની સાથે **કેવો** કે **કેવા** બોલી શકાય તે નામ નરજાતિનાં, **કેવી** બોલી શકાય તે નારીજાતિનાં

અને કેવું કે કેવાં બોલી શકાય તે નાન્યતર જાતિનાં હોય છે, **હાથી** **કેવો**—નરજાતિ. **ખાટલો** કેવો—નરજાતિ. **ચોપડી** કેવી—નારીજાતિ. **બાણ** કેવું—નાન્યતર જાતિ. **કપડાં** કેવાં—નાન્યતરજાતિ.

કેટલાંક નરજાતિનાં નામને ઇ, **અણ** કે **અણ, અણી, ણી, ડી,** પ્રત્યય લગાડયાથી નારીજાતિનાં નામ બને છે.

| નર | નારી | નર | નારી |
|---|---|---|---|
| પુત્ર | પુત્રી | ભીલ | ભીલડી |
| કોળી | કોળણ—કોળેણ. | શેઠ | શેઠાણી |

કેટલાંક નામની નારીજાતિ માટે શબ્દો જુદાજ હોય છેઃ—

| નર૦ | નારી૦ | નર૦ | નારી૦ |
|---|---|---|---|
| પુરુષ | સ્ત્રી | રાજા | રાણી |
| પિતા | માતા | બળદ | ગાય |
| વર | વહુ, કન્યા | નર | માદા |
| સસરો | સાસુ | પાડો | ભેંસ |
| મોર | ઢેલ | મરદ | ઓરત |

વળી, કેટલાંક નામ એકજ જાતિમાં વપરાય છે—

ખીસકોલી, કીડી,—નારીજાતિમાં, ઊંટ—નાન્યતર જાતિમાં, મલ્લ—નરજાતિમાં, પહેલવાન—નરજાતિમાં, વગેરે.

## વચન

| છોકરો રમતો હતો. | છોકરાઓ રમતા હતા. |
|---|---|
| ગાય ચરતી હતી. | ગાયો ચરતી હતી. |

આ વાકયોમાં **છોકરો** અને **ગાય** એકપણાનો અર્થ દેખાડે છે. છોકરાઓ અને ગાયો શબ્દ એક કરતાં વધારેપણાનો કે બહુપણાનો અર્થ દેખાડે છે.

એકપણું બતાવનારાં નામ **એકવચન**નાં નામ કહેવાય છે, અને બહુપણાનો અર્થ બતાવનારાં નામ **બહુવચન**નાં નામ ગણાય છે.

નિયમ ૧—ઈકારાંત અને અકારાંત નામોને **ઓ** પ્રત્યય લગાડવાથી બહુવચન થાય છે. જેમકે, છોકરી (એ. વ.) છોકરીઓ (બ. વ.) પુસ્તક (એ. વ.) પુસ્તકો (બ. વ.)

નિયમ ૨—ઓકારાંત નામોનું બહુવચન **ઓ** નો **આ** કરવાથી થાય છે ને ઉકારાંત નામોનું બહુવચન ઉં નું **આં** કરવાથી થાય છે. જેમકે, છોકરો (એ. વ.) છોકરા (બ. વ.) છાપરૂં (એ. વ.) છાપરાં (બ. વ.)

છોકરાઓ, છાપરાંઓ એમ પણ બહુવચનમાં વપરાય છે.

સૂચના—કેટલીક વખત નામ સાથે સંબંધ ધરાવનાં વિશેષણ કે ક્રિયાપદ પરથી તે નામનું બહુવચન સમજાય છે. જેમકે, **મોટાં** ઘર, ચોર ઘરમાં **પેઠા. મોટાં** વિશેષણ પરથી ઘર બહુવચનમાં અને **પેઠા** ક્રિયાપદ પરથી **ચોર** બહુવચનમાં છે તે સમજાય છે.

કેટલાંક નામ એકવચનમાંજ વપરાય છે. જેમકે, ઘી, તેલ, ગોળ, અનાજ, રૂ, સોનું. વગેરે.

કેટલાંક નામ બહુવચનમાંજ વપરાય છે. જેમકે, ચણા, વટાણા, લાડ, કેસરીઆં, વખાણ, શીતળા, વગેરે.

## વિભક્તિ

**છોકરો ચપ્પુ કલમ ઘડી.** આ ચાર શબ્દોથી કાંઈ અર્થ સમજાતો નથી. હવે જો આમ બોલીએ કે **છોકરાએ ચપ્પુથી કલમ ઘડી** તો વાક્યનો અર્થ પૂરેપૂરો સમજાય છે. છોકરો એ નામને **એ** પ્રત્યય લગાડયો અને ચપ્પુ એ નામને **થી** પ્રત્યય લગાડયો તો છોકરો, ચપ્પુ ને કલમ એ ત્રણે નામો સાથે જોડાયાં ને અર્થ સમજાયો.

**નામનો વાક્યમાં બીજા શબ્દો સાથે જે સંબંધ હોય છે તેને વિભક્તિ કહે છે.** એ સંબંધ દેખાડવા માટે પ્રત્યય હોય છે. ઉપલાં વાક્યમાં **એ** ને **થી** એ પ્રત્યયો છે.

એવી વિભક્તિ એટલે સંબંધ સાત જાતના છે, માટે વિભક્તિઓ સાત કહેવાય છે, પહેલી, બીજી, ત્રીજી, ચોથી, પાંચમી, છઠ્ઠી અને સાતમી.

૧. **પહેલી વિભક્તિ**—ક્રિયાપદનો કર્તા પહેલી વિભક્તિમાં હોય છે. છોકરી પાઠ વાંચે છે. આ વાક્યમાં છોકરી કર્તા છે; માટે છોકરી એ નામની વિભક્તિ પહેલી કહેવાય છે. આ વિભક્તિને પ્રત્યય નથી.

કાશી, તારી ચોપડી લઈ જા. આ વાક્યમાં કાશી એ નામ બીજા શબ્દો સાથે વિભક્તિથી જોડાયલું નથી. તે માત્ર નામ દઈને બોલાવવાના અર્થમાં વપરાયલું છે. નામ દઈને બોલાવવાને **સંબોધન** કહે છે; માટે કાશી એ નામ **સંબોધનાર્થે** એટલે સંબોધન તરીકે પહેલી વિભક્તિમાં ગણાય છે.

૨. **બીજી વિભક્તિ**—ક્રિયાપદનું કર્મ બીજી વિભક્તિમાં આવે છે. છોકરી પાઠ વાંચે છે. આ વાક્યમાં પાઠ કર્મ છે, માટે એ બીજી વિભક્તિમાં છે. બીજી વિભક્તિમાં કેટલીક વખત **ને** પ્રત્યય લાગે છે. જેમકે તેણે **સિપાઈને** મોકલ્યા.

૩. **ત્રીજી વિભક્તિ**—આ વિભક્તિ કરણ કે **સાધન**નો અર્થ બતાવે છે. વાઘને **બંદુકે** માર્યો. મેં મારી **આંખે** જોયું. અહીંઆં **એ** પ્રત્યય લાગી બંદુક મારવાનું સાધન બને છે અને આંખ જોવાનું સાધન બને છે; માટે એ બંને નામ ત્રીજી વિભક્તિમાં છે. કોઈ વાર કર્તા પણ ત્રીજી વિભક્તિમાં આવે છે. જેમકે **છોકરાએ** પાઠ વાંચ્યો. છોકરાએ એની કર્તાર્થે ત્રીજી વિભક્તિ કહેવાય છે. ત્રીજી વિભક્તિનો પ્રત્યય **એ** છે.

૪. **ચોથી વિભક્તિ**—આ વિભક્તિનો અર્થ સંપ્રદાન છે. સંપ્રદાન એટલે કાંઈ મળવું કે પ્રાપ્ત થવું. આ વિભક્તિનો પ્રત્યય **ને** છે. આ **છોકરીને** બે ઈનામ મળ્યાં. **પોપટને** મરચાં બહુ ભાવે છે. આ વાક્યોમાં **છોકરીને** અને **પોપટને** શબ્દો સંપ્રદાનાર્થે ચોથી વિભક્તિમાંછે.

૫. **પાંચમી વિભક્તિ**—આ વિભક્તિનો અર્થ **અપાદાન** છે. **અપાદાન** એટલે છુટા પડવું, નીકળવું તે. એનો પ્રત્યય **થી** છે. જેમકે, **સુરતથી** ગાડી ઉપડી. તેઓ **ગામથી** નીકળ્યા. **સુરતથી** અને **ગામથી** એ શબ્દો અપાદાનાર્થે પાંચમી વિભક્તિમાં છે.

સૂચના—કેટલીક વખત **થી** પ્રત્યય સાધનના અર્થમાં વપરાય છે, ત્યારે એ પ્રત્યય લાગેલું નામ ત્રીજી વિભક્તિમાં ગણાય છે. જેમકે, સાહેબે **ગોળીથી** વાઘ માર્યો. ગોળીથી એટલે ગોળીએ—ગોળીના સાધનથી, માટે ગોળીથી નામ ત્રીજી વિભક્તિમાં ગણાય છે.

૬. **છઠ્ઠી વિભક્તિ**—આ વિભકિત ધણીપણું, કબજો, સગાઈ વગેરે સંબંધ બતાવે છે. એ **સંબંધઅર્થે** વપરાય છે. જેમકે, **પટેલની** ગાય, **છોકરીનો** રૂમાલ, ઘરનું બારણું. એ વિભક્તિના પ્રત્યય નો, ની, નું (એ. વ. માં) એને ના, ની, નાં (બ. વ. માં) છે. જે નામને છઠ્ઠી વિભકિતનો પ્રત્યય લાગે છે તે નામ બીજા જે નામ સાથે સંબંધ ધરાવતું હોય તેના વિશેષણ જેવું હોય છે; માટે જેમ વિશેષણની જાતિ વિશેષ્ય પ્રમાણે બદલાય છે તેમ એ છઠ્ઠી વિભક્તિવાળા નામના પ્રત્યયની જાતિ પેલા સંબંધ ધરાવતા નામના જેવી હોય છે. જેમકે, **છોકરીનો** રૂમાલ, **છોકરાનું** ઘર, **છોકરાની** ચોપડી.

કવિતામાં તણો, તણી, તણું, કેરો. કેરી, કેરું પ્રત્યય લાગે છે. જેમકે, જીવને **શ્વાસતણી** સગાઇ, ઉઘડયાં બાર **દરબારકેરાં**.

૭. **સાતમી વિભક્તિ**—આ વિભકિત સ્થળ અથવા સમય બતાવે છે. એનો પ્રત્યય **માં** કે **એ** છે. જેમકે, આ **ગામમાં** ઢોર ઘણાં છે. **છાપરે** વાંદરો બેઠો છે. **રાતે** આવ્યા. આમાં **ગામમાં** અને **છાપરે** શબ્દ અધિકરણ (સ્થળ) અર્થે સાતમી વિભકિતમાં છે અને **રાતે** કાળ અર્થે સાતમી વિભકિતમાં છે.

કોઈ કોઈ વખતે બે ત્રણ વિભકિતના પ્રત્યય એક નામને લાગે છે. જેમકે, તે આ **ગામમાંથી** નાસી ગયો. **ગામમાંથી** એમાં સાતમી સાથે પાંચમી વિભકિત છે. આ **વર્ગમાંની** બે છોકરી. **વર્ગમાંની** સાતમી સાથે છઠ્ઠી વિભકિતમાં છે.

## ઘોડો—એ શબ્દનું વિભક્તિ પ્રમાણે રૂપાખ્યાન

| | એકવચન. | બહુવચન. |
|---|---|---|
| ૧લી | ઘોડો | ઘોડા—ઘોડાઓ |
| ૨જી | ઘોડો—ઘોડાને | ઘોડા—ઘોડાને—ઘોડાઓને |
| ૩જી | ઘોડાએ, ઘોડે | ઘોડાઓએ |
| ૪થી | ઘોડાને | ઘોડાઓને |
| ૫મી | ઘોડાથી—થકી | ઘોડાઓથી—થકી |
| ૬ઠ્ઠી | ઘોડાનો, ની—નું, ના—નાં | ઘોડાઓનો—ની—નું, ના-નાં |
| ૭મી | ઘોડામાં, ઘોડે | ઘોડાઓમાં |

## છાપરૂં—એ શબ્દનું વિભક્તિ પ્રમાણે રૂપાખ્યાન

| | | |
|---|---|---|
| ૧લી | છાપરૂં | છાપરાં-છાપરાંઓ |
| ૨જી | છાપરૂં—રાને | છાપરાં—છાપરાંઓને |
| ૩જી | છાપરાએ | છાપરાંએ, છાપરાંઓએ |
| ૪થી | છાપરાને | છાપરાંને, છાપરાંઓને |
| ૫મી | છાપરાથી—થકી | છાપરાંથી—થકી—છાપરાંઓથી |
| ૬ઠ્ઠી | છાપરાનો—ની—નું—નાં—નાં. | છાપરાંનો—ની—નું—ના—નાં<br>છાપરાંઓની—ની—નું—ના—નાં |
| ૭મી | છાપરામાં, છાપરે | છાપરાંમાં, છાપરાંઓમાં |

### સર્વનામ અને તેના પ્રકાર

**વાકયમાં એક નામ ફરીફરીને ન આવે માટે તે નામને ઠેકાણે જે ટુંકા શબ્દો વપરાય છે તેને સર્વનામ કહે છે.**

**સર્વનામના પ્રકાર**—સર્વનામ ૭ પ્રકારનાં છે.

૧. પુરુષવાચક, ૨. દર્શક, ૩. પ્રશ્નાર્થ,

૪. સાપેક્ષ અથવા સંબંધી, ૫. સ્વવાચક, ૬. અનિશ્ચિત.

૧. **પુરુષવાચક સર્વનામ**—જ્યારે કોઈ માણસ બીજા સાથે વાત કરે છે ત્યારે પોતાને માટે 'હું' વાપરે છે. જેની જોડે વાત કરે છે તેને માટે 'તું' કે 'તમે' વાપરે છે, અને જેને વિષે વાત કરે છે તેને માટે 'તે' કે 'તેઓ' વાપરે છે. આ **હું, તું** અને **તે** પુરુષવાચક સર્વનામ કહેવાય છે.

બોલનાર તે **પહેલો પુરુષ** કહેવાય છે, જેની સાથે તે બોલે **છે** તે **બીજો પુરુષ** અને જેને વિષે તે વાત કરે છે તે **ત્રીજો પુરુષ** કહેવાય છે.

| | એકવચન | બહુવચન |
|---|---|---|
| પહેલો પુરુષ સર્વનામ | હું | અમે |
| બીજો પુરુષ સર્વનામ | તું | તમે |
| ત્રીજો પુરુષ સર્વનામ | તે | તેઓ |

## પુરુષવાચક સર્વનામનાં વિભક્તિ પ્રમાણે રૂપાખ્યાન

| | એ. વ. | બ. વ. | એ. વ. | બ. વ. |
|---|---|---|---|---|
| ૧લી. | હું | અમે | તું | તમે–તમો |
| ૨જી. | મને, મુજને | અમને | તને–તુજને | તમને–તમોને |
| ૩જી. | મેં–મારે | અમે–અમારે | તેં–તારે | તમે–તમારે |
| ૪થી. | મને–મારે | અમને–અમારે | તને–તારે | તમને–તમારે |
| ૫મી. | મારાથી, મુજથી | અમારાથી | તારાથી | તમારાથી |
| ૬ઠ્ઠી. | મારો–રી–રૂં, મારા–રી–રાં, મુજ | અમારો–રી–રૂં, અમારા–રી–રાં | તારો–રી–રૂં, તારા–રી–રાં, તુજ | તમારો–રી–રૂં, તમારા–રી–રાં |
| ૭મી. | મારામાં, મુજમાં | અમારામાં | તારામાં | તમારામાં |

**મુજ** પહેલા પુરુષ સર્વનામ તરીકે કવિતામાં વપરાય છે. તેજ પ્રમાણે **તુજ** બીજા પુરુષ સર્વનામ તરીકે કવિતામાં વપરાય છે.

| | એ. વ. | બ. વ. |
|---|---|---|
| ૧લી. | તે | તેઓ |
| ૨જી. | તેને–તે | તેઓને–તેમને |
| ૩જી. | તેણે | તેઓએ–તેમણે |
| ૪થી. | તેને | તેઓને–તેમને |
| ૫મી. | તેનાથી–તેથી | તેઓથી–તેમનાથી |
| ૬ઠ્ઠી. | તેનો–ની–નું, તેના–ની–નાં | તેઓનો–ની–નું, તેઓના–ની–નાં |
| ૭મી | તેનામાં–તેમાં | તેઓમાં–તેમનામાં |

**અમે, આપણે**—જ્યારે બોલનાર પોતાની સાથે બીજાને પણ ગણી લે ત્યારે **અમે** વાપરે છે.

જ્યારે બોલનાર જેની સાથે વાત કરે છે તેને સાથે લે છે ત્યારે **આપણે** વાપરે છે.

જેમકે, કોઈ દેશી માણસ અંગ્રેજ સાથે વાત કરતાં પોતાને વિષે કહેશે કે **અમે** હિન્દુસ્થાનના રહીશ છીએ. (અમે-એ પોતે તેમજ દેશના બીજા લોકો).

પણ જો તે અંગ્રેજને સાથે લઇને બોલે તો કહેશે કે **આપણે** બધા ભાઇઓ છીએ.

**તમો, આપ** એ માનાર્થે વપરાય છે. **આપ, આપણે**નાં રૂપાખ્યાન ઉપર પ્રમાણે કરવાં.

૨. **દર્શક સર્વનામ**—જે સર્વનામ કોઈ પ્રાણી કે પદાર્થને જાણે આંગળી વડે બતાવે તે દર્શક સર્વનામ કહેવાય છે. દર્શક એટલે દેખાડનાર. આ, એ, તે, પેલો, એ દર્શક સર્વનામ છે. પાસેનાં કે નજર આગળનાં પ્રાણી કે પદાર્થ માટે **આ** અને **એ** વપરાય છે. **તે** અને **પેલો** દૂરનાં પ્રાણી કે પદાર્થને માટે વપરાય છે. **ઓલ્યો** કાઠીઆવાડમાં વપરાય છે. જેમકે, **આ**માં તમને કાંઈ લાભ છે ? જુઠું બોલી બધાને છેતરો **એ**માં તમને શો લાભ ? આ વાત **પેલો** જાણે છે ?

દર્શક સર્વનામ વિશેષણની પેઠે પણ વપરાય છે. જેમકે, **આ** માણસ, પેલું ઝાડ, **એ** છોકરી.

**એ**નાં વિભક્તિ પ્રમાણે રૂપાખ્યાન

| | એ. વ. | બ. વ. |
|---|---|---|
| ૧લી. | એ | એઓ |
| ૨જી. | એ, એને | એઓને, એમને |
| ૩જી. | એણે | એઓએ એમણે |
| ૪થી. | એને | એઓને, એમને |
| ૫મી. | એથી, એનાથી | એઓથી, એમનાથી |

| | | |
|---|---|---|
| ૬ઠ્ઠી. | એનો, ની, નું, ના નાં | એઓનો ની, નું, ના, નાં<br>એમનો, ની, નું, ના નાં |
| ૭મી | એમાં, એનામાં | એઓમાં, એમનામાં |

૩ **પ્રશ્નાર્થક સર્વનામ—જે સર્વનામ પ્રશ્ન પૂછવામાં વપરાય છે તે પ્રશ્નાર્થક સર્વનામ કહેવાય છે. કોણ, કયો** અને **શું**–એ પ્રશ્નાર્થક સર્વનામ છે.

**કોણ** એ માણસને માટે વપરાય છે; જેમકે, વર્ગમાં **કોણ** બોલે છે? આ ચોપડી **કોણે** ફાડી?

અમુક સંખ્યા કે વર્ગમાંથી કોઇને માટે પૂછવું હોય તો **કયો, કઇ, કયું** વપરાય છે. જેમકે, આ ચોપડીઓમાંથી તમને કઇ સારી લાગે છે?

**શું** કોણની પેઠે સામાન્ય રીતે વપરાય છે; ફેર એટલોજ કે **કોણ** માણસને માટે વપરાય છે અને **શું** નિર્જીવ પદાર્થને માટે વપરાય છે. આ પેટીમાં **શું** છે? તે **શું** વાંચે છે? **કોણ** ત્રણે જાતિમાં અને બંને વચનમાં એકજ રૂપે રહે છે. આજે **કોણ આવ્યું?** આજે સવારે **કોણ આવ્યા હતા? કયો** તથા **શું**નાં રૂપ જુદાં જુદાં છે—

કયો, કઈ, કયું, કયા, કઈ, કયાં, શો, શી, શું, શા, શાં.

**રૂપાખ્યાન**

| | એ. વ. | એ. વ. | બ. વ. |
|---|---|---|---|
| ૧લી. | કોણ | શો, શું, શી | શા, શાં |
| ૨જી. | કોને | શો, શું, શાને | શા. શાં, શાને |
| ૩જી. | કોણે | શાણે, શેણે | શાણે, શેણે |
| ૪થી. | કોને | શાને, શેને | શાને, શાંને, શેને |
| ૫મી. | કોનાથી | શાથી, શેથી | શાથી, શાંથી, શેથી |
| ૬ઠ્ઠી. | કોનો, ની, નું | શાનો, ની, નું | શાનો, ની, નું |
| ૭મી | કોનામાં | શામાં, શેમાં | શામાં, શેમાં |

૪. **સંબંધી સર્વનામ**

**જે** પાપ કરશે **તે** પસ્તાશે. **જે** ગમે **તે** લે.

**જેહના** ભાગ્યમાં **જે** સમે **જે** લખ્યું, **તેહને તે** સમે **તેજ** પહોંચે.

જે પાપ કરશે પસ્તાશે. એ વાકય અધુરૂં છે. **જે**ની પછી એની સાથે સંબંધ ધરાવતો **તે** વાપરીએ ત્યારે અર્થ બરાબર સમજાય છે; માટે **જે** અને **તે** એ **સંબંધી સર્વનામ** કહેવાય છે, કેમકે એમનો એક બીજા સાથે સંબંધ છે. **જે, જેઓ** એમનું રૂપાખ્યાન **તે, તેઓ**ના જેવું થાય છે.

૫. **સ્વવાચક સર્વનામ**—પુરુષવાચક સર્વનામની સાથે નક્કી-પણાનો અથવા જાતે કામ કર્યાનો અર્થ બતાવવાને જે સર્વનામ વાપરવામાં આવે છે તેને **સ્વવાચક સર્વનામ** કહે છે. પોતે—એ સ્વવાચક સર્વનામ છે.

**હું પોતે** જઈશ. **તમે પોતે** આ કામ કરો તો સારૂં. **તે પોતે** ત્યાં જશે. **અમે પોતે, તમે પોતે, તેઓ પોતે,** આમ પુરુષવાચક સર્વનામની સાથે **પોતે** વપરાય છે. કોઈવાર **પોતે** એકલું પણ વપરાય છે.

૬. **અનિશ્ચિત સર્વનામ**—જે સર્વનામથી કોઈ ચોક્કસ પ્રાણી કે પદાર્થ દેખાડી શકાય નહિ તે અનિશ્ચિત સર્વનામ કહેવાય છે.

કોઈ, કંઈ, કાંઇ, કોઈક, કંઈક, કાંઇક, હરકોઈ, હરકાંઇ, કશું, અમુક, ફલાણો, કેટલાક, કેટલુંક, સૌ, અન્ય—એ અનિશ્ચિત સર્વનામ છે.

**કોઇએ** મારી ચોપડી ફાડી નાખી. તમને **કાંઇ** જોઇએ છે? બહુએ ઉપાય કર્યા પણ **કશાથી** ફેર ન પડયો. અનિશ્ચિત સર્વનામ વિશેષણ તરીકે પણ વપરાય છે; જેમકે. **અમુક** કામ શરૂ કરતાં વિચારવું. **કેટલીક** વાર હોશિયાર માણસો પણ છેતરાય છે.

## પ્રશ્નો

(૧) હિમાલય, નર્મદા, યુરોપ, છોકરો, કુતરો, સરોવર. આમાં જે વિશેષનામ હોય તેનું સામાન્યનામ બનાવો ને સામાન્ય નામ હોય તેનું વિશેષનામ બનાવો.

(૨) નીચેનાં વાકયમાંથી નામ શોધો અને તે નામનો પ્રકાર કહો.

(૧) દહીંમાં બહુ ખટાશ છે.

(૨) તમને જોઇને બહુ આનંદ થયો.

(૩) ચંદુલાલ કયાં જાઓ છો ?

(૪) બાર ઈંચનો એક ફુટ થાય.
(૫) ગંગા પવિત્ર નદી છે.
(૬) લશ્કર કુચ કરે છે.
(૭) ઘી ગરમ થયું.

(૩) મને પાંચ કેરી આપો. વાડકીમાં બોર પડ્યાં છે. એ વાક્યોમાં મને શબ્દની વિભક્તિ, કેરી ને બોર શબ્દનાં જાતિ, વચન તથા વિભક્તિ કહો. વાડકી શબ્દની જાતિ કહો. એનું નરજાતિનું નામ બનાવો.

(૪) નીચેનાં વાક્યમાં જે નરજાતિનું નામ છે તે નારીજાતિનું બનાવો અને તેને લીધે ક્રિયાપદમાં પણ જે ફેરફાર કરવો પડે તે કરોઃ—

(૧) પટેલ ઉંઘી ગયા. (૨) બિલાડો દૂધ પી ગયો. (૩) શાહજાદો રૂપાળો છે. (૪) ચકલો ઉડી ગયો. (૫) આ મરદ બ્હીતો નથી.

(૫) નીચેની ખાલી જગામાં વિભક્તિના પ્રત્યય મૂકો.

(૧) સુરત—ડુમસ સાત માઈલ દૂર છે. (૨) ખુરસી— પાયો ભાંગી ગયો. (૩) પોપટ— મરચું ખવાડો. (૪) ઘર— બાપાજી નથી. (૫) છોકરા— ચોપડી ફાડી. (૬) તમે તમારા ચાકર— કયાં મોકલ્યો ?

(૬) મગને મગનની બાને કહ્યું કે મગન આજે ખાવાનો નથી. ઉપલા વાકયમાં નામની જગાએ સર્વનામ વાપરો.

(૭) તમારી ચોપડીમાંથી સંબંધી ને સ્વવાચક સર્વનામવાળું વાકય શોધી કાઢો.

(૮) નીચેની ખાલી જગામાં સર્વનામ મૂકો.

(૧) ચંદુ,—તારા બાપા શોધતા હતા.—કયાં ગયો હતો.
(૨) —— છોકરાને ઇનામ મળ્યું તે આ રહ્યો.
(૩) મેં પૂછયું.——કયારે આવશો ?
(૪) શેઠ બોલ્યા,——સાંજે આવીશ.

(૯) નીચેનાં વાકયોમાં કયાં વાકયો શુદ્ધ (ખરાં) છે ?
શું વિચાર કરો છો ? શો વિચાર કરો છો ?
શું વાત કરો છો ? શી વાત કરો છો ?
(૧૦) આ લે. આ કેરી લે. એમાં **આ**નું પદચ્છેદ કરો.

---

## પ્રકરણ ૪થું

બીજા પ્રકરણમાં તમે શીખી ગયા છો કે **નામ** કે **સર્વનામ** અને **ક્રિયાપદ** એ શબ્દો વગર વાકય બને નહિ. વાકયમાં ઓછામાં ઓછા બે શબ્દ જોઇએ. તે **નામ** અને **ક્રિયાપદ** અથવા **સર્વનામ** અને **ક્રિયાપદ** હોવા જોઈએ. **નામ** અને **સર્વનામ** વિષે જે વધુ સમજણ આપવાની હતી તે આપી છે. હવે આપણે ક્રિયાપદની વાત કરવી જોઇએ, પણ તેમાં બહુ કહેવાનું છે, તેથી તે પાછળથી લઇશું. હાલમાં આપણે **વિશેષણ** અને **ક્રિયાવિશેષણ**ની હકીકત લઈએ.

**વિશેષણ**—જે શબ્દ વડે નામનો અર્થ વધારે કે વિશેષ સમજાય તેને વિશેષણ કહે છે.

**પ્રકાર**—વિશેષણના બે પ્રકાર છે, **ગુણવાચક** અને **સંખ્યાવાચક.**

**ગુણવાચક વિશેષણ** નામ કે સર્વનામનો ગુણ બતાવે છે. જેમકે, **સુંદર** પક્ષી, **મીઠાં** વચન, **મહેનતુ** છોકરો, **ભલી** છોકરી, **મેલાં** કપડાં, **સ્વચ્છ** આકાશ.

**સંખ્યાવાચક વિશેષણ** સંખ્યા બતાવે છે. જેમકે, **દસ** છોકરા, **ત્રણ** દિવસ, **ચોથી** ચોપડી.

**સંખ્યાવાચક વિશેષણના** ૩ વિભાગ છે—**ક્રમવાચક, અંશવાચક, આવૃત્તિવાચક.**

**ક્રમવાચક વિશેષણ**—પહેલું, બીજું, ત્રીજું, ચોથું.

**અંશવાચક વિશેષણ**—પા, અર્ધો, પોણો, સવા, દોઢ, અઢી.

**આવૃત્તિવાચક વિશેષણ**—બેવડું, ત્રેવડું, બમણું, ત્રમણું, ચારગણું.

## વિકારી અને અવિકારી

**લાલ** ઘોડો, **લાલ** સાડી, **લાલ** ફૂલ; **ચંચળ** છોકરો, **ચંચળ** છોકરી, **ચંચળ** પક્ષી.

**નાનો** છોકરો, **નાની** છોકરી, **નાનું** બાળક; **ઉંચો** પહાડ, **ઉંચી** ટેકરી, **ઉંચું** ઘર.

ઉપરના દાખલા ઉપરથી તમને દેખાશે કે લાલ ને ચંચળનાં રૂપ ફેરવાતાં નથી, અને નાનો, નાની, નાનું; ઉંચો, ઉંચી, ઉંચું એવાં રૂપ બદલાય છે.

જે વિશેષણનાં રૂપ તેના વિશેષ્યનાં જાતિવચન પ્રમાણે બદલાય છે તેને **વિકારી** વિશેષણ કહે છે. વિકારી એટલે ફેરફાર થાય તેવાં.

જે વિશેષણનાં રૂપ બદલાતાં નથી તે **અવિકારી** કહેવાય છે. અવિકારી એટલે ફેરફાર ન થાય તેવાં.

**સર્વનામ ઉપરથી બનેલાં વિશેષણ—**

આ—આવડું, આટલું, આવું    તે—તેવડું, તેટલું, તેવું

એ—એવડું, એટલું, એવું    જે—જેવડું, જેટલું, જેવું

## ક્રિયાવિશેષણ

**ક્રિયાવિશેષણ—**જે શબ્દ ક્રિયાપદના અર્થમાં કાંઈ વિશેષતા બતાવે એટલે ક્રિયા કયારે થઇ, કયાં થઈ, કેવી રીતે થઈ તેમજ તે થઈ છે કે નથી થઈ તે બતાવે તેને ક્રિયાવિશેષણ કહે છે.

વિશેષણનાં વિશેષણ અને ક્રિયાવિશેષણનાં વિશેષણ પણ ક્રિયાવિશેષણ કહેવાય છે. જેમકે **ઘણી** મોટી કેરી. ચોપડી **છેક** પેલીતરફ છે. **ઘણી** એ મોટી વિશેષણનું વિશેષણ છે. **છેક** એ પેલીતરફ ક્રિયાવિશેષણનું વિશેષણ છે, માટે એ બંને ક્રિયાવિશેષણ કહેવાય છે.

**ક્રિયાવિશેષણના વિભાગ—**

**કાળવાચક** ક્રિયાવિશેષણ વખત બતાવે છે. દાખલા—જ્યારે, ત્યારે, કયારે, અત્યારે, હવે, હાલ. હમણાં, ઓણ, પોર, પરાર, રોજ, નિત્ય, હમેશ, સદા, સર્વદા, મોડો, વહેલો, તુરત, ઝટ, ઝટપટ, વારંવાર.

**સ્થળવાચક** ક્રિયાવિશેષણ જગા બતાવે છે. દાખલા—જ્યાં, ત્યાં, ક્યાં, ત્હાં, અહીં, પાસે, દૂર, નજીક, છેટે, વેગળે. ઉપર, નીચે, આણીતરફ, પેલીતરફ, પુઠે, સામે, આગળ, પાછળ, સર્વત્ર.

**રીતિવાચક** ક્રિયાવિશેષણ રીત બતાવે છે. દાખલા—જેમ, તેમ, કેમ, એમ, આમ, આસ્તે, ધીમે, જરૂર, ખરેખર, ખચીત, ઠીક, ભલે, નક્કી, બેશક, ધમધમ, તડાતડ, ખડખડ, ફડફડ, જુસ્સાભેર,

**ન્યૂનાધિકદર્શક** ( ન્યૂન=ઓછું, અધિક=વધારે ) ક્રિયાવિશેષણ વધારે ઓછું બતાવે છે. દાખલા—જરા. લગાર, લગરીક, બહુ, પુષ્કળ, ખુબ, અતિશય અત્યંત, ઘણુંખરૂં, કંઇક, સ્હેજ.

**નકારવાચક** ક્રિયાવિશેષણ—ન, ના, નહિ, નવ, મા.

સૂચના—તે **મોડો** આવ્યો. તેઓ **મોડા** આવ્યા, તે **મોડી** આવી. છોકરો **નજીક** આવ્યો. છોકરી **નજીક** આવી, છોકરૂં **નજીક** આવ્યું. નજીક અને મોડો એ ક્રિયાવિશેષણ છે. એમાં મોડો, મોડી એમ રૂપમાં ફેરફાર થાય છે, અને **નજીક**માં ફેરફાર થતો નથી; માટે નજીક ક્રિયાવિશેષણ અવ્યય કહેવાય છે. ને મોડો ક્રિયાવિશેષણ કહેવાય છે. **જે ક્રિયાવિશેષણ એકજરૂપે રહે છે, તે ક્રિયાવિશેષણ અવ્યય કહેવાય છે.** જ, એ, પણ, તો—આ ટુંકા શબ્દો નામ ક્રિયાપદ કે બીજા શબ્દો જોડે આવી તેના અર્થમાં કાંઇ વિશેષપણું બતાવે છે. એ શબ્દો પણ ક્રિયાવિશેષણ અવ્યય કહેવાય છે.

* **તુંજ** જુઠા છે. ( બીજો નહિ )

* **તેં ચોપડીએ** ફાડી. (બીજું કાંઈ ફાડ્યું હશે તે સાથે.)

* **તમેપણ** તેમાં સામેલ હતા. (બીજાઓ તો હતાજ.)

* **તમનેતો** નુકસાન નથી ગયુંને. (બીજાને હશે તેની ફીકર નથી.)

## પ્રશ્નો

(૧) બોર, લશ્કર, વિચાર, ઘી, એ દરેક કેવું નામ છે ? એ દરેકની આગળ એકેક વિશેષણ મૂકો.

---

* રાવબહાદુર કમળાશંકર પ્રાણશંકર ત્રિવેદીના 'મધ્યવ્યાકરણ' પરથી.

(૨) પાંચમો, ચતુર, બેવડી, હોશિયાર એ વિશેષણો વાક્યમાં વાપરો.
(૩) નીચેની ખાલી જગામાં વિશેષણ મૂકો.
(૧) મેં—નંબર પુરાવ્યો.
(૨)—છોકરાએ—કેરી ખાધી.
(૩) શિયાળામાં હું—કપડાં પહેરૂં છું.
(૪) ચંદુલાલ—કવિતા ગાય છે,
(૪) છોકરો નિશાળે જાય છે. ગાડી મોડી થઇ. ચોપડી પડી છે. એ ત્રણે વાક્યમાં ક્રિયાવિશેષણ ઉમેરો.
(૫) વિશેષણ ને ક્રિયાવિશેષણમાં શો ફેર ?
(૬) ક્રિયાવિશેષણ ને ક્રિયાવિશેષણ અવ્યયમાં ફેર શો, તે દાખલો આપી સમજાવો.

---

## પ્રકરણ ૫મું

### ક્રિયાપદ

**ક્રિયાપદ—વાક્યમાં જે શબ્દ પૂરેપૂરી ક્રિયા બતાવે તે ક્રિયાપદ કહેવાય છે.**

છોકરા **રમેછે.** ઘોડો **દોડેછે.** ગાય ઘાસ **ખાયછે.** ઉંદરે દોરડું **કાતર્યું.** ઉપલાં વાક્યોમાં **રમેછે, દોડેછે** એ શબ્દો એવી ક્રિયા બતાવે છે કે તે કર્ત્તામાંથી નીકળી કોઈ બીજા પદાર્થ ઉપર ન જતાં કર્ત્તામાંજ રહેલી છે, અને **ખાયછે, કાતર્યું** એ શબ્દો એવી ક્રિયા બતાવે છે કે તે કર્ત્તામાંથી નીકળી કોઈ બીજા પદાર્થ કે પ્રાણી ઉપર જાય છે. આ ઉપરથી ક્રિયાપદના બે પ્રકાર પડે છે—

### અકર્મક અને સકર્મક

જે ક્રિયા કર્ત્તામાંજ રહે છે અને બીજા કોઇ પદાર્થ કે પ્રાણી પર અસર કરતી નથી, તે ક્રિયા બતાવનાર ક્રિયાપદ **અકર્મક** કહેવાય છે.

જે ક્રિયા કર્ત્તામાંથી નીકળી બીજા કોઈ પદાર્થ કે પ્રાણી પર અસર કરે છે તે ક્રિયા બતાવનાર ક્રિયાપદ તે **સકર્મક** કહેવાય છે.

જે પદાર્થ કે પ્રાણી પર કર્ત્તાની ક્રિયા અસર કરે છે તે **કર્મ** કહેવાય છે.

**અકર્મક** ( અ=નહિ ) જેને કર્મ નથી તે

**સકર્મક** ( સ=સાથે ) જેને કર્મ હોય છે તે.

ટુંકમાં કહેતાં, જે ક્રિયાપદને કર્મ છે તેને સકર્મક કહેવાં. જે ક્રિયાપદને કર્મ નથી તેને અકર્મક કહેવાં.

**ક્રિયાપદને ઓળખવાની રીત**—**કોણ** અને **શું** વાપરીને સવાલ પૂછો. જો જવાબ એકજ આવે તો ક્રિયાપદ અકર્મક જાણવું. છોકરો દોડે છે. પક્ષી ઉડે છે. **કોણ** દોડે છે? જવાબ—**છોકરો. શું** દોડે છે?* જવાબ—**છોકરો. કોણ** ઉડે છે? જવાબ—**પક્ષી. શું** ઉડે છે?* જવાબ—**પક્ષી. કોણ**વાળો સવાલ કર્તા બતાવે છે ને **શું** વાળો સવાલ કર્મ બતાવે છે.

જો જવાબ જુદા જુદા આવે તો ક્રિયાપદ સકર્મક સમજવું.

સવાલ—કોણે દોરડું કાતર્યું? જવાબ—ઉંદરે.

ઉંદરે શું કાતર્યું? જવાબ—દોરડું.

જવાબ જુદા જુદા છે માટે ક્રિયાપદ **સકર્મક** છે.

**દ્વિકર્મક ક્રિયાપદ**—જે ક્રિયાપદને બે કર્મ હોય છે તે દ્વિકર્મક કહેવાય છે. જેમકે—શિક્ષકે **છોકરાને ઇનામ** આપ્યું. તેણે **વટેમાર્ગુને રસ્તો** બતાવ્યો. આ વાકયોમાં **આપ્યું** એ ક્રિયાપદને બે કર્મ છે—**છોકરાને** અને **ઇનામ. બતાવ્યો** એ ક્રિયાપદને બે કર્મ છે—**વટેમાર્ગુને** અને **રસ્તો.**

**કોને** વાપરી સવાલ પૂછતાં જે જવાબ આવેતે **ગૌણકર્મ** કહેવાયછે.

કોને ઇનામ આપ્યું?—**છોકરાને.**

કોને રસ્તો બતાવ્યો?—**વટેમાર્ગુને.**

**છોકરાને** અને **વટેમાર્ગુને** એ ગૌણકર્મ છે, અને તે **ચોથી વિભકિત**માં હોય છે.

---

* એ સવાલમાં કાંઇ અર્થ નથી એવું શિક્ષકે બાળકના મન પર ઠસાવવું.

શું વાપરીને સવાલ પૂછતાં જે જવાબ આવે તે **પ્રધાનકર્મ** એટલે મુખ્યકર્મ કહેવાય છે.

શિક્ષકે છોકરાને શું આપ્યું ?—**ઇનામ.**

તેણે વટેમાર્ગુને શું બતાવ્યું ?—**રસ્તો.**

**ઇનામ** અને **રસ્તો** એ પ્રધાનકર્મ છે, અને તે **બીજી વિભક્તિમાં** હોય છે.

કેટલાંક અકર્મક ક્રિયાપદ પૂરેપૂરી ક્રિયા બતાવતાં નથી. હોવું, થવું, બનવું, નીવડવું, દેખાવું, જણાવું વગેરે. જેમકે, અરબી ઘોડા હોય છે, તે છોકરો જણાય છે. આ વાકયોમાં અર્થ અધુરો છે. અરબી ઘોડા હોય છે. શું હોય છે ? જવાબ—અરબી ઘોડા **અસીલ** હોય છે. તે છોકરો જણાય છે. કેવો જણાય છે ? જવાબ—**આળસુ** જણાય છે. **અસીલ** અને **આળસુ** એ **ક્રિયાપૂરક** એટલે ક્રિયા પૂરી સમજાવનારા શબ્દો કહેવાય છે. દેખાય છે, જણાય છે, નીવડયો—એવાં ક્રિયાપદો **અપૂર્ણ** અકર્મક ક્રિયાપદ કહેવાય છે.

**ક્રિયાપદ વિષે વધુ સમજણ—**

જેમ નામ કે સર્વનામનાં જાતિ, વચન અને વિભકિતથી જુદાં રૂપ થાય છે, તેમ ક્રિયાપદનાં કાળ, અર્થ અને ભેદથી જુ ાં જુદાં રૂપ થાય છે.

**મૂળ**—બધી જાતનાં કામ કે ક્રિયા આપણે આ પ્રમાણે બતાવીએ છીએ–**લખવું, દોડવું, રમવું, જમવું, બેસવું,** વગેરે. આ રૂપમાંથી "વું" કહાડી નાખો, એટલે આ ટુંકાં રૂપ રહી જશે–**લખ, દોડ, રમ, જમ, બેસ.** ક્રિયાપદના આ ટુંકામાં ટુંકા રૂપને **મૂળ** કે ધાતુ કહે છે.

**કાળ**—કાળ એટલે વખત. વખતના હમેશ ત્રણ ભાગ પડે છે–**ચાલતો વખત, થઇ ગયલો વખત** અને **હવે પછી આવશે તે વખત.** આ ઉપરથી ક્રિયાપદના **ત્રણ કાળ** થાય છે.

૧. **વર્તમાનકાળ—**ચાલતો વખત. જેમકે, હું લખું છું, તે દોડે છે, પક્ષી ઊડે છે.

૨. **ભૂતકાળ**—ગયેલો વખત. જેમકે મેં લખ્યું, તે દોડ્યો, પક્ષી ઊડયું.

૩. **ભવિષ્યકાળ**—આવતો વખત. જેમકે હું લખીશ, તે દોડશે, પક્ષી ઊડશે.

## ચાલ ધાતુનાં ત્રણે કાળનાં રૂપ

### વર્તમાનકાળ

| એકવચન. | બહુવચન. |
|---|---|
| ૧. હું ચાલું છું. | અમે ચાલીએ છીએ. |
| ૨. તું ચાલે છે. | તમે ચાલો છો. |
| ૩. તે ચાલે છે. | તેઓ ચાલે છે. |

### ભૂતકાળ

| | |
|---|---|
| ૧. હું ચાલ્યો (ચાલી વગેરે.) | અમે ચાલ્યા, ચાલી, ચાલ્યાં. |
| ૨. તું ચાલ્યો (ચાલી વગેરે) | તમે ચાલ્યા (ચાલી, ચાલ્યાં વગેરે.) |
| ૩. તે ચાલ્યો ( ,, ) | તેઓ ચાલ્યા ( ,, ,, ) |

### ભવિષ્યકાળ

| | |
|---|---|
| ૧. હું ચાલીશ. | અમે ચાલીશું. |
| ૨. તું ચાલશે. | તમે ચાલશો. |
| ૩. તે ચાલશે. | તેઓ ચાલશે. |

### મિશ્રકાળ

ઉપલાં ત્રણ કાળનાં રૂપ ઉપરથી આપણને માત્ર ક્રિયાનો સમય માલમ પડે છે, પણ ક્રિયા ચાલતી હતી કે પૂર્ણ થઇ તે માલમ પડતું નથી; માટે ચાલુ ક્રિયા અને પૂર્ણ ક્રિયા બતાવવાને દરેક કાળનાં બે રૂપ થાય છે—એક ચાલુરૂપ અને બીજું પૂર્ણરૂપ.

૧. વર્તમાનકાળ { ચાલુ વર્તમાનકાળ, પૂર્ણ વર્તમાનકાળ }

૨. ભૂતકાળ { ચાલુ ભૂતકાળ, પૂર્ણ ભૂતકાળ }

૩. ભવિષ્યકાળ { ચાલુ ભવિષ્યકાળ, પૂર્ણ ભવિષ્યકાળ }

૧. ચાલુ વર્તમાનકાળ—જુઓ, પેલા મહેતાજી **આવે છે.** સાંભળો, નિશાળનો ઘંટ **વાગે છે.**

૨. પૂર્ણ વર્તમાનકાળ—મેં **વાંચ્યું છે.** હું **જમ્યો છું.**

૧. ચાલુ ભૂતકાળ—છોકરાઓ **વાંચતા હતા.** છોકરીઓ **ગાતી હતી.**

૨. પૂર્ણ ભૂતકાળ—છોકરાઓ **દોડ્યા હતા.** છોકરીઓએ પાઠ **લખ્યા હતા.**

૧. ચાલુ ભવિષ્યકાળ—તે વખતે હું **લખતો હોઈશ.**

૨. પૂર્ણ ભવિષ્યકાળ—તે પહેલાં હું **લખી રહીશ.**

**સૂચના**—ગુજરાતીમાં **ઈચ્છાવાચક વર્તમાનકાળ** અને **ઇચ્છાવાચક ભૂતકાળ** પણ વપરાય છે—

જેમકે, તે આવવાનો છે—આવનાર છે.

તેઓ આવવાના હતા—આવનાર હતા.

**અર્થ**

હું ચોપડી **વાંચું છું.** ખેડુતે બળદ **વેચ્યો.** તે કાલે **આવશે.** આ વાક્યોમાં નિશ્ચયાર્થ કે નક્કીપણાનો અર્થ સમાયલો છે. કદાચ તે ન **આવે,** તેને પત્ર **લખ્યો હોય** એમ મને લાગતું નથી. જો તે વહેલો **આવત** તો ઠીક **થાત.** આ વાક્યમાં સંશયનો એટલે અચોક્કસપણાનો અર્થ છે. છોકરા **બેસી જા.** બેન, ઈશ્વરને નિત્ય **ભજો.** સાહેબ, મારી ભૂલ **માફ કરો.** આ વાક્યોમાં આજ્ઞા, બોધ કે વિનંતીનો અર્થ છે. આ ઉપરથી વ્યાકરણમાં ત્રણ અર્થ ઠરાવેલા છે—

૧. નિશ્ચયાર્થ—ઓ ઈશ્વર, તું એક **છે, સરજ્યો** તેં સંસાર.

૨. સંશયાર્થ—તે આમ **બોલ્યો હોય** એ હું જાણતો નથી.

૩. આજ્ઞાર્થ—**ભજો** ભવતારણ શ્રી ભગવાન,
**તજો** નિજ અંતરનું અભિમાન.

**સૂચના**—નિશ્ચયાર્થ અને સંશયાર્થમાં બધા કાળ વપરાય છે, પણ આજ્ઞાર્થમાં બેજ કાળ વપરાય છે—વર્તમાન અને ભવિષ્ય. આજ્ઞાર્થમાં ભૂતકાળનો અર્થ આવેજ નહિ.

આજ્ઞાર્થે વર્તમાન—આ ચોપડી **વાંચ**

આજ્ઞાર્થે ભવિષ્ય—આ ચોપડી **વાંચજે** કે **વાંચજો.**

## કૃદંત

**કૃદંત**—ક્રિયાપદના મૂળને પ્રત્યય લગાડવાથી જે ક્રિયાવાચક શબ્દ બને છે અને જેમાં નામ કે વિશેષણનો અર્થ રહેલો હોય છે તેને કૃદંત કહે છે.

**કૃદંતના પ્રકાર—**

૧. વર્તમાનકૃદંત — લખતો-તી–તું–તા–તાં
૨. { ભૂતકૃદંત — લખ્યો–લખી–લખ્યું–લખ્યા–લખ્યાં
   { વિશેષ ભૂતકૃદંત — લખેલો–લી–લું–લા–લાં
૩. ભવિષ્યકૃદંત — લખવાનો–ની–નું-ના–નાં
   લખનારો–રી–રું–રા–રાં
૪. સંબંધક ભૂતકૃદંત — લખી લખીને
૫. સામાન્યકૃદંત — લખવો–વી–વું–વા–વાં

**કૃદંતના ઉપયોગ—**

૧. વર્તમાનકૃદંત—એ વિશેષણની પેઠે વપરાય છે. જેમકે, **વહેતું** પાણી, **બોલતો** પોપટ, **રડતી** છોકરી.

૨. ભૂતકૃદંત, વિશેષભૂતકૃદંત } એ વિશેષણ તેમજ નામની પેઠે વપરાય છે.

૧. વિશેષણ—**લખ્યા** લેખ મટતા નથી. **હાર્યો** જુગારી બમણો રમે, **છાપેલી** ચોપડી, **રાંધેલું** અન્ન.

૨. નામની પેઠે—માણસનું **ધાર્યું** થતું નથી. તારું **કર્યું** તુંજ ભોગવ.

૩. ભવિષ્યકૃદંત—

૧. વિશેષણ પેઠે—**જવાનો** માર્ગ, **નહાસવાનો** લાગ. માર્ગ **દેખાડનાર** ભોમીઓ.

૨. નામની પેઠે—માર્ગ **દેખાડનાર** સાથે કોઈ ન હતો. **રળનાર** એક અને **ખાનાર** ઘણાં.

૪. સંબંધક ભૂતકૃદંત—જ્યારે એક કર્તા સાથે બે ક્રિયાપદ આવે છે ત્યારે પહેલા ક્રિયાપદને સંબંધક ભૂતકૃદંતનું રૂપ આપવામાં આવે છે. જેમકે, છોકરાએ પુસ્તક લીધાં અને નિશાળે ગયો=છોકરો પુસ્તકો **લઇ** નિશાળે ગયો. તે પાણી **ભરીને** પાછી આવી.

૫. સામાન્યકૃદંત—એનો ઉપયોગ **નામની** પેઠે થાય છે. **બોલવું** સહેલ છે પણ **કરવું** કઠણ છે. વહેલા **ઉઠવું**, નિયમસર **ખાવું**, ખુલ્લી હવામાં **ફરવું** એથી શરીર નીરોગી રહે છે.

સૂચના—યાદ રાખો કે કૃદંત એ ક્રિયાપદ નથી. ક્રિયાપદ પૂરી ક્રિયા બતાવે છે, ને કૃદંત અધુરી ક્રિયા બતાવે છે. નામ અને ક્રિયાપદથી વાક્ય બને પણ નામ ને કૃદંતથી વાક્ય ન બને. જેમકે, છોકરાએ **લખ્યું.** એ વાક્ય છે. છોકરાએ **લખીને**, એ વાક્ય નથી.

**ભેદ**

પોલીસે ચોરને **પકડ્યો**. આખરે ચોર **પકડાયો.**

પહેલા વાક્યમાં કર્તા પોતે ક્રિયા કરે છે. બીજા વાક્યમાં કર્તા પોતે ક્રિયાનો સહક છે, એટલે ક્રિયા તેના પર થાય છે.

એ ઉપરથી ક્રિયાપદના **બે ભેદ** થાય છે-**મૂળભેદ** અને **સહ્યભેદ.**

ક્રિયાપદ પોતાના અસલ રૂપમાં હોય ત્યારે તે **મૂળભેદ**માં કહેવાયછે.

જ્યારે ક્રિયાપદના મૂળને **આ** પ્રત્યય લગાડે છે ત્યારે **સહ્યભેદ** થાયછે.

| મૂળભેદ. | સહ્યભેદ. | મૂળભેદ. | સહ્યભેદ. |
|---|---|---|---|
| છેતર | છેતરા | તેણે મને **છેતર્યો.** | હું તેનાથી **છેતરાયો.** |
| લખ | લખા | તે ચોપડી **લખશે.** | ચોપડી **લખાશે.** |
| બાંધ | બંધા | તે ઘર **બાંધે છે.** | ઘર **બંધાય** છે. |
| વાંચ | વંચા | તે પત્ર **વાંચે છે.** | આ પુસ્તક બધે **વંચાયછે.** |
| ખા | ખવા | | |
| પી | પીવા | | |
| બેસ | બેસા | | |
| લે | લેવા | | |

સૂચનાઃ—જ્યારે ક્રિયાપદના મૂળને છેડે આ, ઈ, ઉ, એ, ઓ, એવા સ્વર આવે ત્યારે સહ્યભેદનો પ્રત્યય **આ** લગાડતાં પહેલાં મૂળ અને આની વચ્ચે **વ** મુકાય છે. ખા–વ–આ=ખવા, પી–વ–આ=પીવા, લે–વ–આ=લેવા. કોઇ વખતે ક્રિયાનો કર્તા પોતે ક્રિયા ન કરતાં બીજા પાસે કરાવે છે; જેમકે, મહેતાજી પાઠ **વંચાવેછે**, આંક **લખાવેછે**

અને કવિતા **બોલાવેછે. વંચાવ, લખાવ, બોલાવ, બંધાવ, પીવાડ, બેસાડ**—આ રૂપને **પ્રેરકભેદ** કહે છે. મૂળને **આવ, આડ** કે **વાડ** પ્રત્યય લગાડવાથી પ્રેરકભેદ બને છે.

## સંયુક્ત ક્રિયાપદ

તેણે **ખાઈ લીધું**, તેણે પત્ર **ફેંકી દીધો**, આ કામ તમારે માથે **આવી પડ્યું**, તે **બોલી ઉઠયો. ખાઈ લીધું, ફેંકી દીધો, આવી પડ્યું, બોલી ઉઠયો** એવાં બે ક્રિયાપદથી બનેલાં રૂપને **સંયુક્ત ક્રિયાપદ** કહે છે. એ રૂપમાં પહેલા ક્રિયાપદનો અર્થ સમજાય છે. બીજું ક્રિયાપદ માત્ર પહેલા ક્રિયાપદને વળગી રહી તેના અર્થમાં કાંઈ વધારો કરે છે, પણ તેનો પોતાનો અર્થ જતો રહે છે. **ખાઈ લીધું**, એમાં ખાવાનો અર્થ છે, પણ **લીધાનો** અર્થ છેજ નહિ. **આવી પડ્યું**, એમાં આવવાનો અર્થ છે પણ પડવાનો અર્થ નથી.

સૂચના—છોકરાંઓ ભૂલથી **નથીને નહિ** ગણી નકારવાચક ક્રિયાવિશેષણ અવ્યય કહે છે, પણ તેમ નથી. **નહિ** એ ક્રિયાવિશેષણ છે, પણ **નથી** એતો ક્રિયાપદ છે.

તેઓ ઘરમાં **નથી.** નથી = છે નહિ. (સંસ્કૃત **ન + અસ્તિનું** અપભ્રંશ છે) માટે જેમ **છે**નું પદચ્છેદ કરીએ તેમ **નથી**નું પણ કરવું.

## પ્રયોગ

**પ્રયોગ**—છોકરી પાઠ **શીખી**. આ વાક્યમાં કર્ત્તા **છોકરી** છે અને છોકરીનાં જાતિવચન ક્રિયાપદને લાગે છે. છોકરીએ પાઠ **લખ્યો.** આ વાક્યમાં **પાઠ** કર્મ છે અને **કર્મ**નાં જાતિવચન ક્રિયાપદને લાગે છે.

જ્યારે કર્ત્તાનાં જાતિવચન પ્રમાણે ક્રિયાપદનું રૂપ ફેરવાય ત્યારે તે ક્રિયાપદનો પ્રયોગ **કર્તરિ** કહેવાય છે. જ્યારે કર્મનાં જાતિવચન પ્રમાણે ક્રિયાપદનું રૂપ ફેરવાય ત્યારે પ્રયોગ **કર્મણિ** કહેવાય છે. જ્યારે કર્ત્તા કે કર્મનાં જાતિવચન પ્રમાણે ક્રિયાપદનું રૂપ નથી બનતું, પણ ક્રિયાપદ નાન્યતરજાતિ ત્રીજા પુરુષ એકવચનમાં હોય ત્યારે પ્રયોગ **ભાવે** કહેવાય છે. જેમકે—આ પક્ષીથી **ઉડાતું નથી**. તેનાથી વખતસર **અવાયું** નહિ. તમારાથી કાલે **અવાશે**?

પ્રયોગ એટલે વપરાશ. કર્તરિપ્રયોગ—એટલે કર્ત્તામાં વપરાશ—કર્ત્તાના જાતિવચન પ્રમાણે ક્રિયાપદનો વપરાશ. કર્મણિ એટલે કર્મમાં, ભાવે એટલે ભાવમાં.

### પ્રશ્નો

(૧) નીચેનાં વાક્યમાંથી કર્ત્તા અને કર્મ શોધો, અને ક્રિયાપદ અકર્મક કે સકર્મક છે તે કહો.—
(૧) ચકલી ઉડે છે.
(૨) ભેંસ આરડે છે.
(૩) ભમરો ફૂલપર બેઠો છે.
(૪) હું પાઠ વાંચું છું.
(૫) બેન કવિતા ગાય છે.

(૨) નીચેની ખાલી જગામાં કર્મ મૂકો.—
(૧) પરમેશ્વરે— બનાવી છે.
(૨) સોની— ઘડે છે.
(૩) દુકાનમાંથી ચોર— ચોરી ગયો.
(૪) કીડી પોતાના દરમાં— લઇ જાય છે.
(૫) દરજીએ— સીવ્યાં ને ધોબીએ— ધોયાં.

(૩) નીચેની ખાલી જગામાં કૃદંત ઉમેરોઃ—
(૧) કહેવું સહેલું છે પણ— કઠણ છે.
(૨) મગન— નાસી ગયો.
(૩) રસ્તે જતાં મેં— છોકરી જોઈ.
(૪) નદીએ— રસ્તો ક્યાં થઇને જાય છે ?
(૫) હું ભૂલો પડ્યો, કારણકે રસ્તો— કોઈ હતું નહિ.

(૪) નીચેનાં વાક્યમાં ક્રિયાપદનો પ્રયોગ બદલો, અને કર્મમાં ફેરફાર કર્યા સિવાય બીજા શબ્દોમાં કરવા જેવો ફેરફાર કરોઃ—
(૧) મેં ચીમનલાલને રૂપીઓ આપ્યો.
(૨) બચુબેન કેરી ખાય છે.
(૩) મારો કાગળ તેણે છાનોમાનો વાંચ્યો.
(૪) કડીઓ ભીંત ચણે છે.

# પ્રકરણ ૬ઠ્ઠું

**નામ, સર્વનામ, ક્રિયાપદ, વિશેષણ** અને **ક્રિયાવિશેષણ** વિષે તમે શીખી ગયાં છો.

**નામ, સર્વનામ, ક્રિયાપદ** અને **વિશેષણ**—એ વ્યયીશબ્દ કહેવાય છે, કેમકે તેમનાં રૂપમાં ફેરફાર થાય છે.

**ક્રિયાવિશેષણ, નામયોગી, ઉભયાન્વયી, કેવળપ્રયોગી** એ **અવ્યય** કહેવાય છે, કેમકે એમનાં રૂપ ફેરવાતાં નથી. ક્રિયાવિશેષણમાં કેટલાંક અવ્યય નથી. જેમકે, તે **વહેલો** આવ્યો. છોકરી **મોડી** આવી. પણ ઘણાંખરાં ક્રિયાવિશેષણ એકજ રૂપે રહે છે માટે ક્રિયાવિશેષણને **અવ્યયમાં** ગણ્યાં છે.

**નામયોગી અવ્યય**—જે અવ્યય નામ કે સર્વનામ (અથવા સામાન્ય કૃદંત) ની સાથે જોડાયલાં હોય છે અને તે નામ કે સર્વનામનો બીજાં પદો સાથે સંબંધ બતાવે છે, તેને નામયોગી અવ્યય કહે છે. જેમકે, તે ઝાડ **નીચે** બેઠો હતો. તેનું ઘર તળાવ **પાસે** છે. ચોપડી મેજ **ઉપર** હતી. નીચે, ઉપર, પાસે, જોડે, સાથે, સુધી, સંબંધી, વગર, વિના, સિવાય, સહિત, સુદ્ધાં, અગાઉ, પાછળ, સામે, માંહે, વતી, વતે, મારફતે, પહેલાં, કાજે, માટે, વાસ્તે, સારૂ, બદલે, લીધે, વિષે, કરતાં, કરીને—આ બધા નામયોગી અવ્યય છે.

સૂચના:—૧. જે નામ કે સર્વનામની સાથે નામયોગી આવે તે નામ છઠ્ઠી વિભક્તિમાં હોય છે. જેમકે, **ઝાડની સામે, તેના** વિના, **મારી** સાથે, **તમારા** પહેલાં.

૨. કોઈ વેળા નામયોગી ક્રિયાવિશેષણની પેઠે વપરાય છે. **તમે આગળ** આવ્યા.

હું **પાછળ** આવ્યો. આગળ–પાછળ અહીં ક્રિયાવિશેષણ છે.
તે ઝાડ **આગળ** ઉભો હતો. એમાં **આગળ** નામયોગી છે.

## ઉભયાન્વયી અવ્યય

જે અવ્યય બે વાક્ય કે બે શબ્દને જોડે તેને **ઉભયાન્વયી** અવ્યય કહે છે.

તે હોશિયાર છે **પણ** બહુ આળસુ છે. તે નિશાળે આવ્યો **અને** તરત પાછો ઘેર ગયો. છોકરાઓ કહે છે **કે** અમારી પરીક્ષા સોમવારે શરૂ થશે. **પણ, અને, કે,** એ બે વાક્યોને જોડે છે. છગન **અને** લલ્લુ સાથે અભ્યાસ કરે છે. રામ **તથા** લક્ષ્મણ એ ભાઈઓ હતા. **અને, તથા** બે **શબ્દોને** જોડે છે.

અને, ને, તથા, કે, જે, કેમકે, માટે, એટલે, તેથી, કારણકે, પછી, પણ, પરંતુ, તોપણ, અથવા, કિંવા, યાતો, નહિતો, તથાપિ, જો, તો—આ શબ્દો ઉભયાન્વયી અવ્યય છે.

## કેવળપ્રયોગી અવ્યય

કેટલાક શબ્દો શોક કે હર્ષની, આશ્ચર્ય કે દુઃખની, ધિક્કાર કે તિરસ્કારની લાગણી બતાવે છે, અને વાક્યમાં તેને બીજા શબ્દો સાથે સંબંધ હોતો નથી. એ શબ્દો કેવળપ્રયોગી અવ્યય કહેવાય છે.

**હર્ષ કે સંતોષ બતાવનાર**—વાહ! વાહવાહ, શાબાશ, ધન્ય, જયજય, આહા, હાશ, ભલે.

**શોક કે દુઃખ બતાવનાર**—અરે! અરેરે, અરેઅરે, હાય, હાયહાય, ઓય, ઓયરે, અરર.

**આશ્ચર્ય બતાવનાર**—ઓહો! હેં, ઓહોહો, ખરે, ખરેખાત. અં, શું, હેં.

**ધિક્કાર કે તિરસ્કાર બતાવનાર**—છટ, છીટ, હત, હડ, થૂ, ધિક, ધિકધિક.

કોઈ વેળા **નામ, વિશેષણ** કે **ક્રિયાપદ** પણ **કેવળપ્રયોગી**ની પેઠે વપરાય છે, જેમકે–અરે રામ! શિવશિવ! હરિહરિ! બાપરે, ભોગ, મોકાણ, તોબાતોબા, ખબરદાર, બેસબેસ, છાને રહો.

## પદચ્છેદ કરવાની રીત.

**૧. છોકરો ચોપડી વાંચે છે.**

**છોકરો**—સામાન્યનામ, નરજાતિ, એકવચન, કર્ત્તાર્થે **પહેલી** વિભક્તિ, **વાંચેછે** ક્રિયાપદનો કર્ત્તા.

**ચોપડી**—સામાન્યનામ, નારીજાતિ, એકવચન, બીજી વિભક્તિ, વાંચે છેનું કર્મ.

**વાંચેછે**—સકર્મક ક્રિયાપદ, વાંચ મૂળ, મૂળભેદ, ચાલુવર્તમાનકાળ, છોકરો એનો કર્ત્તા છે, તેથી તે પ્રમાણે ત્રીજો પુરુષ, એકવચન, પ્રયોગકર્તરિ.

**૨. છગને પાંચ દાખલા કર્યા.**

**છગને**—વિશેષનામ, નરજાતિ, એકવચન, કર્ત્તાર્થે ત્રીજી વિભક્તિ, કર્યાનો કર્ત્તા.

**પાંચ**—સંખ્યાવાચક વિશેષણ, એનો વિશેષ્ય **દાખલા.**

**દાખલા**— સામાન્યનામ, નરજાતિ, બહુવચન, કર્માર્થે બીજી વિભક્તિ. કર્યાનો કર્મ.

**કર્યા**—સકર્મક ક્રિયાપદ, કરમૂળ. મૂળભેદ, ભૂતકાળ, છગને કર્ત્તા, દાખલા કર્મ. ક્રિયાપદને કર્મનાં જાતિવચન લાગ્યાં છે, એટલે નરજાતિ, બ. વ., પ્રયોગ કર્મણિ.

**મારી પાસે તારાં બે પુસ્તક હતાં.**

**મારી**—પુરુષવાચક સર્વનામ, નર કે નારી જાતિ, પહેલો પુરુષ, એકવચન, સંબંધાર્થે છઠ્ઠી વિભક્તિ.

**પાસે**—નામયોગી અવ્યય, **મારી** એ સર્વનામ સાથે જોડાયલો છે.

**તારાં**—પુરુષવાચક સર્વનામ, બીજો પુરુષ, નર કે નારીજાતિ, એકવચન, સંબંધાર્થે છઠ્ઠી વિભક્તિ.

**બે**—સંખ્યાવાચક વિશેષણ, એનો વિશેષ્ય **પુસ્તક.**

**હતાં**—અકર્મક ક્રિયાપદ, હોમૂળ, મૂળભેદ, ભૂતકાળ, પુસ્તક એનો કર્ત્તા છે, પ્રયોગ કર્તરિ.

**છગન અને લલ્લુ સાથે અભ્યાસ કરતા હતા.**

**અને**–ઉભયાન્વયી અવ્યય, છગન તથા લલ્લુ એ બે નામને જોડે છે.

**સાથે**—નામયોગી અવ્યય, પણ આ ઠેકાણે તે ક્રિયાવિશેષણની પેઠે વપરાયલું છે.

**કરતા હતા**—સકર્મક ક્રિયાપદ, કરમૂળ, મૂળભેદ, ચાલુભૂતકાળ, છગન અને લલ્લુ એ કર્તા, અભ્યાસ એ કર્મ, કર્તાનાં જાતિવચન લાગે છે, માટે પ્રયોગ કર્તરિ.

**તે મરવાથી બ્હીતો નથી.**

**મરવાથી**—સામાન્ય કૃદંત.

**બ્હીતો નથી**—(બ્હીતો+છે+નહિ)—અકર્મક ક્રિયાપદ, બ્હીમૂળ, ચાલુવર્તમાનકાળ, તે કર્તા છે અને કર્તાનાં જાતિવચન ક્રિયાપદને લાગે છે માટે પ્રયોગ કર્તરિ.

**લોકોએ તેને ગાદીએ બેસાડયો.**

**ગાદીએ**—સામાન્યનામ, નારીજાતિ, એકવચન, અધિકરણાર્થે ૭મી વિભક્તિ.

**બેસાડયો**—સકર્મક ક્રિયાપદ, બેસમૂળ, પ્રેરકરૂપ ભૂતકાળ, લોકોએ કર્તા, તેને કર્મ, પ્રયોગ કર્મણિ.

**પ્રશ્નો**

(૧) છોકરે પતંગ ઉડાવ્યો. ગાય દોડતી હતી. એમાં ક્રિયાપદનું પૂરૂં પદચ્છેદ કરો.

(૨) ઉડાવ્યો એ કર્મણિપ્રયોગમાં કેમ તે સમજાવો.

(૩) પહેલા વાકયના ક્રિયાપદને વર્તમાનકાળનું રૂપ આપો. બીજા વાકયના ક્રિયાપદને ભવિષ્યકાળનું રૂપ આપો.

(૪) ઉભયાન્વયી અને કેવળપ્રયોગી અવ્યય આવે એવાં વાકય તમારી ચોપડીમાંથી શોધી કાઢો.

———

# પ્રકરણ ૭મું

## સમાસ

માબાપ, કબીરવાણી, મધમાખી, ત્રિકાળજ્ઞાની, ભૂગોળવેત્તા, આ શબ્દો તપાસી જોશો તો તમને જણાશે કે તે બે કે વધારે શબ્દોના બનેલા છે. માબાપ, કબીરવાણી, મધમાખી—એ દરેકમાં બે શબ્દો છે; ત્રિકાળજ્ઞાની, ભૂગોળવેત્તા એ દરેકમાં ત્રણ શબ્દો છે; પણ એ શબ્દો એકજ શબ્દ હોય એમ વપરાય છે.એવા શબ્દોને **સામાસિક** શબ્દ કહે છે.

**જ્યારે બે કે વધારે શબ્દો એકઠા મળે અને તેથી એક શબ્દ બને ત્યારે એ પ્રમાણે શબ્દોના મળી જવાને સમાસ કહે છે,અને એ પ્રમાણે બનેલા શબ્દને સામાસિક શબ્દ કહે છે.**

**સમાસના પ્રકાર**—૧. દ્વંદ્વ, ૨. તત્પુરુષ, ૩. કર્મધારય, ૪. દ્વિગુ, ૫. મધ્યમપદલોપી, ૬. અવ્યયીભાવ, ૭. બહુવ્રીહિ.

**દ્વંદ્વ**—બે કે વધારે શબ્દો વચ્ચેનો સંબંધ **અને**થી બતાવી શકાય અને **અને**નો લોપ થયો હોય ત્યારે તેવા સમાસને **દ્વંદ્વ** સમાસ કહે છે. જેમકે—માબાપ=મા અને બાપ, ભાઈબેન=ભાઈ અને બેન, ઉંચનીચ, સાચુંજૂઠું, બારીબારણાં. દ્વંદ્વ એટલે જોડકું.

૨. **તત્પુરુષ**—જ્યારે બે શબ્દો વચ્ચે વિભક્તિના પ્રત્યયથી સંબંધ બતાવી શકાય ત્યારે તે સમાસને તત્પુરુષ સમાસ કહે છે. જેમકે—કબીરવાણી=કબીર**ની** વાણી, શાળોપયોગી=શાળા**ને** ઉપયોગી, ગર્ભજોગી=(ગર્ભ) જન્મ**થી** જોગી.

૩. **કર્મધારય**—જ્યારે સમાસનો પહેલો શબ્દ વિશેષણ હોય અને બીજો નામ હોય ત્યારે તે સમાસને **કર્મધારય** કહે છે. જેમકે, મહારાજા=(મહાન્) મોટા રાજા. પરમેશ્વર=પરમ (મોટા) ઈશ્વર. સત્કર્મ=સારાં કામ. સદાચાર. દીનવચન.

૪. **દ્વિગુસમાસ**—એ કર્મધારયના જેવો છે. ફેર માત્ર એટલોજ કે એમાં પૂર્વપદ એટલે પહેલો શબ્દ સંખ્યાવાચક વિશેષણ હોય છે. ત્રિલોક, નવખંડ, પંચમહાભૂત, સપ્તપાતાળ.

૫. **મધ્યમપદલોપી સમાસ–મધમાખી** એટલે મધ **કરનારી** માખી. વરાળયંત્ર=વરાળથી **ચાલતું** યંત્ર. આ શબ્દોમાં **કરનારી** અને **ચાલતું** એ વચ્ચે આવેલા શબ્દોનો લોપ થયો છે, માટે જે સમાસમાં મધ્યમપદનો લોપ થયો હોય તેને મધ્યમપદલોપી સમાસ કહે છે. જેમકે, મધમાખી, વરાળયંત્ર, મૃગજળ, ગોળકેરી.

૬. **અવ્યયીભાવ સમાસ**—જ્યારે કોઇ નામની આગળ અવ્યય આવે અને આખો સમાસ અવ્યયની પેઠે વપરાય ત્યારે તે સમાસને અવ્યયીભાવ સમાસ કહે છે. જેમકે, યથાશક્તિ, આમાં **યથા** એ અવ્યય છે અને શક્તિ નામ છે, છતાં આખો સમાસ **યથાશકિત** અવ્યય પેઠે વપરાય છે. પ્રતિદિન, સત્વર, યથાવિધિ.

૭. **બહુવ્રીહિ સમાસ**—ત્રિલોચન=ત્રણ આંખ. જો એનો અર્થ ત્રણ આંખ કરીએ તો એ સમાસ દ્વિગુ કહેવાય પણ જો એનો **અર્થ ત્રણ લોચન છે જેને** એમ કરીએ તો એ બહુવ્રીહિ કહેવાય. ષટપદ, છ છે પગ જેને એવો, શ્યામગાત્ર. કાળું છે મોં જેનું એવો, ત્ર્યંબક, ત્રણ છે માથાં જેને એવો. આ બધા સમાસ બહુવ્રીહિ છે. એ સમાસ વિશેષણ તરીકે વપરાય છે.

**પ્રશ્નો.**

નીચેના સમાસમાંથી શબ્દો છુટા પાડો ને તે કઇ જાતના સમાસ છે તે કહો.

આમલીપીપળી, સ્વામિભકિત, સાસુવહુ, છતરપલંગ, ત્રિકાળ, સહ્વર્તન, ગુરુદક્ષિણા, મહારાજા, યથાશકિત.

---

## પ્રકરણ ૮મું

### વાકયપૃથક્કરણ

તમે શીખી ગયા છો કે જો બે કે તેથી વધારે શબ્દોવડે આપણા મનનો વિચાર પૂરેપૂરો બતાવી શકાય, તો તે શબ્દો મળીને એક

વાક્ય બને છે. વરસાદ વરસે છે, ઘોડો દોડે છે, બેસી જાઓ=તમે બેસી જાઓ. આ વાક્ય ટુંકાં છે પણ પૂરેપૂરો અર્થ દેખાડે છે. એક વાક્યમાં ઓછામાં ઓછા બે શબ્દો જોઇએ, કેમકે દરેક વાક્યના **બે ભાગ પડે છે–જેને વિષે કાંઇ કહ્યું હોય તે, અને જે કાંઇ કહ્યું હોય તે.** જેમકે, વરસાદ વરસે છે. કોને વિષે વાત કરી છે ? જવાબ–**વરસાદ** વિષે. શું કહ્યું છે ? જવાબ–**વરસે છે.**

જેને વિષે આપણે કાંઈ કહીએ તે **ઉદ્દેશ્ય** કહેવાય છે; અને જે કાંઇ કહીએ તે **વિધેય** કહેવાય છે.

| **ઉદ્દેશ્ય** | **વિધેય** |
|---|---|
| વરસાદ | વરસે છે. |
| ગાયો | ચરે છે. |
| છોકરાં | રમે છે. |

હવે નીચે લખેલાં વાકયો લક્ષમાં લો:—

**છોકરી વાંચે છે. છોકરાએ ભાંગી. રાજા આપશે.**

આ વાકયોનો અર્થ બરાબર દેખાડવા માટે બીજા શબ્દો ઉમેરવા પડશે. છોકરી **ચોપડી** વાંચે છે. છોકરાએ **પાટી** ભાંગી. રાજા **સિપાઇને ઇનામ** આપશે. **ચોપડી, પાટી, સિપાઇને, ઇનામ**–એ શબ્દો **ક્રિયાપૂરક** કહેવાય છે, કેમકે એ શબ્દો વાપરવાથી વાકયોનો અર્થ પૂર્ણ થાય છે.

સૂચના—સકર્મક ક્રિયાપદમાં કર્મ ક્રિયાપૂરક તરીકે હોય છે, પણ કેટલાંક અકર્મક ક્રિયાપદને પણ ક્રિયાપૂરક હોય છે. જેમકે, બાજીરાવ **પેશ્વા** થયો. છોકરો **ચંચળ** જણાય છે. આ વાક્યોમાં **પેશ્વા, ચંચળ** ક્રિયાપૂરક છે, પણ તે કર્મ નથી. દરેક **કર્મ ક્રિયાપૂરક હોય, પણ દરેક ક્રિયાપૂરક કર્મ ન હોઈ શકે.**

ત્યારે આપણે આટલું શીખ્યા કે **વિધેય**ના વિભાગ થઇ શકે–**ક્રિયા અને ક્રિયાપૂરક.**

| ઉદ્દેશ્ય | વિધેય | |
|---|---|---|
| | ક્રિયા | ક્રિયાપૂરક |
| છોકરી | વાંચે છે. | ચોપડી |
| છોકરાએ | ભાંગી. | પાટી |
| રાજા | આપશે. | સિપાઇને, ઈનામ |
| બાજીરાવ | થયો. | પેશ્વા |
| છોકરો | જણાય છે. | ચંચળ |

હવે આ વાક્યો લક્ષમાં લોઃ—છોકરો પાઠ વાંચે છે. એનું પૃથક્કરણ કરીએ તો, છોકરો ઉદ્દેશ્યમાં આવે, પાઠ ક્રિયાપૂરકમાં આવે, વાંચે છે ક્રિયામાં (વિધેયમાં) આવે; પણ **ચંચળ છોકરો પાઠ ધીમેથી વાંચે છે.** આમ કહીએ તો **છોકરો** અને **વાંચે** છે એના અર્થમાં વધારો થાય છે. **ચંચળ** એ ઉદ્દેશ્ય **છોકરો** તેના અર્થમાં વધારો કરે છે, માટે તે **ઉદ્દેશ્યવર્ધક** કહેવાય છે અને **ધીમેથી** એ વિધેય **વાંચે** છેના અર્થમાં વધારો કરે છે, માટે **વિધેયવર્ધક** કહેવાય છે. **ઉદ્દેશ્ય** અને **ઉદ્દેશ્યવર્ધક** મળી એક પક્ષ થાય છે અને **વિધેય**, અને **વિધેયવર્ધક** મળી બીજો પક્ષ થાય છે; માટે વાક્ય ગમે એટલું લાંબુ હોય પણ તેના બે ભાગ પડે છે—**ઉદ્દેશ્યપક્ષ** અને **વિધેયપક્ષ.**

બહાદુર સુરપાળે ભુનડના લશ્કરને રાતે ઘણી ચતુરાઇથી ઘેરી લીધું. આ સમયે દિલ્લીની ગાદીએ એક નબળો પાદશાહ હતો.—આ વાક્યોના બે ભાગ પાડીએ, અને પછી તેમનું પૃથક્કરણ કરીએ.

વાક્ય

| ઉદ્દેશ્યપક્ષ | વિધેયપક્ષ |
| --- | --- |
| બહાદુર સુરપાળે | ભુવડના લશ્કરને રાતે ચતુરાઈથી ઘેરી લીધું. |
| એક નબળો પાદશાહ | આ સમયે દિલ્હીની ગાદીએ હતો. |

| ઉદ્દેશ્યપક્ષ | | વિધેયપક્ષ | | |
| --- | --- | --- | --- | --- |
| ઉદ્દેશ્ય | ઉદ્દેશ્યવર્ધક | વિધેય | | વિધેયવર્ધક |
| | | ક્રિયા | ક્રિયાપૂરક | |
| સુરપાળે | બહાદુર | ઘેરી લીધું | ભુવડના લશ્કરને | ૧. રાતે ૨. ઘણી ચતુરાઈથી |
| પાદશાહ | ૧. એક. ૨. નબળો | હતો | | ૧. આ સમયે ૨. દિલ્હીની ગાદીએ |

## સંયુક્ત અને મિશ્ર વાક્યો

(૧) પેલો છોકરો ચોપડી ઉતાવળથી વાંચે છે.

(૨) કેટલાક છોકરા વાંચે છે અને કેટલાક બોલબેટ રમે છે.

(૩) કમળા બોલી, આ કાચ મેં ફોડયો નથી.

(૪) જે મહેનતુ ને સાચા હોય છે તે લોકો અવશ્ય સુખ મેળવી શકે છે.

(૫) જો વરસાદ પડે તોજ અનાજ પાકે.

પહેલા વાકયમાં એકજ મુદ્દાની વાત કરી છે. એ વાકયમાં એકજ ક્રિયાપદ છે અને વાકય સાદું કહેવાય છે. આગલા પાઠમાં તમે એવાંજ સાદાં વાકયોનું પૃથક્કરણ કર્યું છે.

બીજું વાક્ય તો બે વાક્યોનું બનેલું છે. (૧) કેટલાક છોકરા વાંચે છે (૨) કેટલાક બોલબેટ રમે છે. એ બંને વાક્યો અને અવ્યયથી જોડાયલાં છે. એવાં વાક્યોને સંયુક્ત વાક્ય કહે છે. સંયુક્ત એટલે જોડાયલાં

૩જા વાક્યમાં પણ બે ક્રિયાપદ અને બે વાક્યો છે. (૧) કમળા બોલી (૨) આ કાચ મેં ફોડયો નથી; પણ સંયુક્ત વાક્યમાંના વાક્યોની માફક આ વાક્યો જોડાયલાં નથી. તે દરેક વાક્ય એકલું બોલાતું સાંભળીએ તોપણ તેનો અર્થ સમજાય છે. તે દરેક સ્વતંત્ર વાક્ય છે. આ વાક્યમાં કમળા બોલી, એ વાક્ય અધુરૂં છે. આ કાચ મેં ફોડયો નથી એ વાક્ય સાથે એને સંબંધ છે. કમળા શું બોલી ? આ કાચ મેં ફોડયો નથી. એ વાક્ય બોલી ક્રિયાપદનું કર્મ છે. એ વાક્ય નામ જેવું છે. માટે એને **નામ વાક્ય** કહે છે. તેથી આખા વાક્યને મિશ્રવાક્ય કહે છે. એ વાક્યમાં કમળા બોલી એ મુખ્ય વાક્ય કહેવાય છે અને મેં કાચ ફોડયો નથી, એ ગૌણવાક્ય કે પેટાવાક્ય કહેવાય છે.

ચોથું વાક્ય પણ મિશ્ર છે. તે લોકો અવશ્ય સુખ મેળવી શકે છે. એ મુખ્ય વાક્ય છે. જે મહેનતુ ને સાચા હોય છે. એ ગૌણ કે પેટાવાક્ય છે. આ પેટાવાક્ય નામવાક્ય નથી. કેવા લોકો ? જે મહેનતુ ને સાચા હોય છે. આ વાક્ય તે લોકોના વિશેષણની ગરજ સારે છે; માટે એ ગૌણવાક્ય **વિશેષણ વાક્ય** કહેવાય છે.

પાંચમું વાક્ય પણ મિશ્ર છે, કારણ કે એમાંનાં બે વાક્યોને અરસ્પરસ સંબંધ છે. અનાજ પાકે, એ મુખ્ય વાક્ય છે. જો વરસાદ વરસે તો, એ પેટા વાક્ય છે. કયારે પાકે ? જો વરસાદ વરસે તો; આમ આ પેટા વાક્ય તો ક્રિયાવિશેષણ જેવું છે, માટે એ **ક્રિયાવિશેષણ વાક્ય** કહેવાય છે.

ત્યારે વાક્યો ત્રણ જાતનાં હોય છે. **(૧) સાદાં (૨) સંયુક્ત** અને (૩) **મિશ્ર.** વળી, મિશ્રવાક્યમાં એક **મુખ્યવાક્ય** હોય છે, અને એક **પેટાવાક્ય** હોય છે. એ પેટાવાક્ય **નામવાક્ય, વિશેષણવાક્ય** કે **ક્રિયાવિશેષણ વાક્ય** હોય છે.

નીચે એ પાંચે વાક્યોનું પૃથક્કરણ કરી બતાવ્યું છે.

| વાક્ય | પ્રકાર | ઉદ્દેશ્ય | ઉદ્દેશ્ય-વર્ધક | વિધેય | | વિધેયવર્ધક |
|---|---|---|---|---|---|---|
| | | | | ક્રિયા | ક્રિયાપૂરક | |
| (૧) પેલો છોકરો ...વાંચે છે. | સાદું | છોકરો | પેલો | વાંચે છે | ચોપડી | ઉતાવળથી |
| (૨) કેટલાક ...અને...વાંચેછે. | સંયુક્ત | | | | | |
| કેટલાક...વાંચેછે. | સાદું | છોકરા | કેટલાક | વાંચે છે | | |
| કેટલાક...રમે છે. | સાદું | કેટલાક | | રમે છે | બોલબેટ | |
| (૩) કમળા...નથી. | મિશ્ર | | કમળા | બોલી | આ કાચ ...નથી | |
| આ કાચ...નથી. | નામવાકય | | મેં | ફોડયો નથી | આ કાચ | |
| (૪) જે...શકે છે. | મિશ્ર | લોકો | જે..... હોયછે, તે | મેળવી શકે છે | સુખ | અવશ્ય |
| જે મહેનતુ..હોયછે, | વિશેષણ વાકય | જે | | હોય છે | મહેનતુ ને સાચા | |
| (૫) જો વરસાદ... પાકે. | મિશ્ર | અનાજ | | પાકે | | જો..તોજ. |
| જો...પડે તો, | ક્રિયાવિશે-ષણ વાકય | વરસાદ | | પડે | | જો, તોજ |

## પ્રશ્નો

નીચેનાં વાક્યોનું પૃથક્કરણ કરો—

(૧) અસલના વારામાં આપણા દેશમાં વિશ્વામિત્ર નામે એક મોટા ઋષિ થઈ ગયા.

(૨) રૂપસુંદરીએ અનેક દુઃખ વેઠીને વનરાજને જંગલમાં ઉછેર્યો.

(૩) તાજી હવા ખાવા માટે કેટલાક કેળવાયલા લોકો પોતાનાં છોકરાંને લઈ ગામ બહાર રોજ સાંજના ફરવા જાય છે.

(૪) જે જન મશ્કરી કરવા જાય મોડો વહેલો તે પસ્તાય.

(૫) આવતી કાલે હું ભરૂચ જઈશ અથવા મારો નાનો ભાઈ જશે.

(૬) જ્યારે હું કામ કરવા માંડું છું ત્યારે મારો વખત એકદમ પસાર થઈ જાય છે.

(૭) જે ચોપડી તમે શોધતા હતા તે આ રહી.

---